# ગુજરાતી જૂનાં ગીતો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## ભવાનીશંકર નરસિંહરામ.

મુ. લીંમડી.

અમદાવાદમાં

ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કિંમત ૮ આના.

# અર્પણપત્રિકા.

---

અખંડ સૌભાગ્યવંતાં,

શ્રીમતિ શિવકુંવર.

તમે સ્ત્રી કેળવણી વધારવાને ઉત્કંઠા ધરાવો છો ગુજરાતી સાહિત્ય સુધારવાની ઇચ્છા ધરાવો છો, પ-રમારથપર પ્રીતિ રાખો છો, વિદ્યા વૃદ્ધિ થયેલી જો-વાને ઇચ્છો છો, સ્ત્રી સુધારણાને માટે કાળજી ધરાવો છો, હિન્દુ સંસાર સુધારવાને ભાવ રાખો છો, તથા તમારી ભગિનીઓના કલ્યાણને માટે તન, મન ને ધનથી તમારા વિદ્વાન ને ઉદાર પતિની સાથે રહી ને મદદ કરો છો, ઇત્યાદિ કારણોને લીધે આ "ગુજરાતી જુના ગીતોનું" સ્ત્રી પયોગી પુસ્તક તમોને અર્પણ કરીને પરમ સન્તોષ પામે છે.

તમારો સ્વદેશી બન્ધુ,

ભવાનીશંકર નરસિંહરામ.

# સૌભાગ્યવંતાં શ્રીમતિ શિવકુંવરબાનું.

# જીવન વૃત્તાંત.

શ્રીમતિ **શિવકુંવરબાનો** જન્મ કાઠિયાવાડની રાજ્યધાની તરીકે પંકાતા **રાજકોટ** શહેરમાં નામાંકિતને કુલિન નગરશેઠ વજપાળ પારેખના પુત્ર **દલપતરામ વ્રજલાલ પારેખને** ત્યાં થયોછે. શ્રીમતી શિવકુંવરના પિતાજી **દલપતરામ પારેખ** બ્રહ્મદેશમાં રંગુન શહેરમાં નાણાના મ્હોટા દલાલ હતા. તેમની આબરૂને ખ્યાતી બ્રહ્મદેશમાં બહુ હતી અને તેમનો પ્રતાપ એટલો હતો કે, લોકો તેમને નૃસિંહ એટલે ખરેખર વીર પુરૂષ તરીકે પિછાણતા હતા. તેમનો પરોપકારી સ્વભાવ હોવાથી ધંધા રોજગાર વગરના સેંકડો લોકોને ધંધા રોજગારપર ચઢાવીને રોટલા ભેગા કર્યા હતા. વેપારી લોકોમાં તેમની સારી ખ્યાતી હતી. એવા પરમ દયાવંત પિતાની પુત્રી તરીકે શ્રીમતિ **શિવકુંવરબામાં** પણ ઘણે અંશે પરમારથ બુદ્ધિના ગુણો આવેલા છે. તેમના સાક્ષરને શાંત વૃત્તિના સુપ્રસિદ્ધ સ્વામિ રા. રા. પાનાચંદ જયચંદ મહેતાના સમાગમમાં રહીને તેમણે ઘણુંજ ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવ્યું છે. તેમના પતિ રા૦ રા૦ પાનાચંદ મહેતા

કાઠિયાવાડની એજન્સીમાં ડેપ્યુટી પોલિટિકલ એજંટનો મ્હોટો હોદ્દા ભોગવે છે તે છતાં શ્રીમતિ શિવકુંવરમાં બહુજ નમ્રતા, સાદાઇ ને સરળતા જોવામાં આવે છે. તેઓ સ્ત્રીકેળવણીપર બહુજ પ્રીતિ ધરાવે છે.

રા. રા. **પાનાચંદ** અંગ્રેજી ને સંસ્કૃત ભાષાના ખાસ અભ્યાસી છે. તેઓ ઉત્તમ પ્રકારના લેખક છે ને એ લેખોમાં બહુજ મીઠાશ રહેલી છે. તેનો મને સારો અનુભવ છે. એ લખાણ શક્તિને તેમાં રહેલી મીઠાશનો અંશ શ્રીમતિ **શિવકુંવર**બાની કલમમાં પણ જોવામાં આવે છે.

**ગોધરામાં** રા. રા. **પાનાચંદભાઈ** ડેપ્યુટી પોલિટીકલ એજંટના હોદ્દાપર બિરાજતા હતા, તે વખતે ત્યાં મુંબાઇના નામદાર ગવર્નર સાહેબ **સરજયોર્જક્લાર્ક, લેડીક્લાર્ક** તથા **મીસક્લાર્ક** પધાર્યા હતા. તે વખતે લેડી તથા મીસક્લાર્કના માનાર્થે ત્યાંની ઉચ્ચ વર્ગની સ્ત્રીઓએ એક સભા બોલાવી હતી, અને લેડી તથા મીસક્લાર્કને આવકાર આપવાનો મિલાવડો કર્યો હતો, તે સમયે આવકારનું ગુજરાતી માનપત્ર વાંચવાનું માન શ્રીમતિ **શિવકુંવર**ને મળ્યું હતું.

નામદાર શહેનશાહ અને શહેનશાહબાનું હિન્દુસ્તાનમાં પધાર્યા તે મ્હાન પ્રસંગની ખુશાલી દર્શાવવાને માટે તા. ૧૧ ડીસેમ્બર સને ૧૯૧૨ ના રોજ વઢવાણ સીવીલ સ્ટેશનમાં સઘળી ઉચ્ચવર્ણની સ્ત્રીઓ મિલાવડો મીસીસ **પાનાચંદ**

મહેતાના પ્રમુખપણા નીચે થયો હતો ને નામદાર શહેનશાહ બાનુને મુબારકબાદી યોગ્ય દ્વારાએ આપવામાં આવી હતી.

શ્રીમતિ **શિવકુંવર** એક નમુનેદાર, સુશીલ ને દયાવંત સ્ત્રીઓમાં શોભારૂપ છે. તેઓ પોતાના બ્હેનપણીઓને કેળવણીમાં ને સંસાર સુધારામાં આગળ વધેલી જોવાની ઈચ્છા ધરાવે છે. તેવાં શુભ કામમાં તન, મન, ને ધનથી સહાયતા કરે છે.

શ્રી સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં શ્રીમતિ **શિવકુંવર** શ્રેષ્ઠ પદવી ધરાવે છે. તેમનો સ્વભાવ શાંત ને મનોવૃત્તિ દયાળુ હોવાથી ખાલી દેખાવ કે દબદબો ન બતાવતાં શાંતિથી પોતાની બ્હેનપણીઓપર ને બન્ધુઓપર મીઠી નજર રાખીને પોતાનું કર્ત્તવ્યકર્મ બજાવે છે. ઇશ્વર આવી સન્નારીઓને દીર્ઘાયુષ્ય કરો ને ગુજરાતમાં તથા સૌરાષ્ટ્રમાં એક કરતાં વધારે શ્રીમતિ શિવકુંવરબા સરખી સ્ત્રીઓ પ્રકટ થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

મુંબાઇ—ગીરગામ.<br>મકરસંક્રાંતી<br>સંવત ૧૯૬૮ } **ભવાનીશંકર નરસિંહરામ.**

# પ્રસ્તાવના.

શ્રીમંત સરકાર સેના ખાસ ખેલ સમશેર બહાદુર ગાયકવાડ સરકારની “ આજ્ઞા પત્રિકા ” માં ત્યાંના કેળવણી ખાતાના અધિકારીએ છપાવેલી જાહેર ખબર ઉપરથી આ “ ગુજરાતી જુનાંગીતો ” નો સંગ્રહ મેં તૈયાર કીધો છે.

ઘણાં જુનાં કાળથી આપણા દેશમાં આવાં ગીતો, જોડકણાં, ને હાલરડાં ગાવાનો ચાલ ચાલતો આવેલો છે.

ગુજરાતી સ્ત્રીઓમા લગ્ન પ્રસંગમાં. વાર તહેવારપર, ને પર્વ ઉત્સવમાં પ્રાચિન ગીતો ગાવાનો ચાલ પ્રચલિત છે.

ગુજરાતી સ્ત્રીઓમાં વ્રત, ઉત્સવ, ઉજવવાનો રિવાજ પ્રાચિન કાળથી ચાલ્યો આવે છે, તેવે પ્રસંગે જાહેર ચોકો-માં, મ્હોલાઓમાં, અથવા પોત પોતાના વિશાળ આંગણા-માં સુન્દર અજવાળી રાત્રીમાં, ટોળે મળીને કોમળ સ્વરે ગીતો ગાવામાં આવે છે, અને આવો લ્હાવો લેવામાં સ્ત્રીઓ પોતાને સુખી ને સંતોષી માને છે.

આ ગીતો ગાવાની અનેક રીત છે. અનેક હાવ ભાવથી તે ગાવામાં આવે છે. ઉભાં ઉભાં તાળીઓ પાડીને, ફરતાં [ કુદડી ફરતાં ) પરસ્પર તાળીઓ પાડતાં, હીંચ લેતાં, આ ગીતો ગવાય છે અને તેથી ગાનારીઓના તથા સાંભ-ળનારાંઓનાં મનરંજન થાય છે, અને તે સાથે ગાનારી સ્ત્રીઓને કસરત પણ મળે છે.

આ સંગ્રહમાં દાખલ કરેલાં ગીતો પ્રાચિન કાળથી આપણી સ્ત્રીઓમાં ગવાતાં આવેલાં છે, તે તેના મૂળસ્વરૂપે

જ આ પુસ્તકમાં દાખલ કર્યાં છે.

આ ગીતો જુના કાળની સ્ત્રીઓનાં રમેલાં હશે એમ તેની કૃતિપરથી જણાય છે. તેમાં આવેલા વિષયો સ્ત્રીયયોગી, અને સ્ત્રીઓને રોજ કામમાં આવતી બાબતોપર મુખ્યત્વે કરીને આ ગીતો રચાયાં છે.

ગીતોની રચના સાદી, ને સરલ, તથા સ્ત્રી જાતીને કેટલાક પ્રકારનું વ્હેવારિક જ્ઞાન પ્રાપ્ત થાય, તેવા ઘરગતુ વિષયોથી ભરપૂર છે.

ગીતોની માફક આપણા ઘરોમાં ઉખાણાં પણ ચાલે છે. અને તે શીખવવામાં બે ઉદ્દેશ જણાય છે

( ૧ ) નવી નવી ચીજોના સ્વરૂપ યુક્તિસર સમજાય અને અલંકાર રૂપ બોલતાં શીખાય.

(૨) સાનું પ્રાસવાણી રસથી શીખી શકાય, એટલે એવા શબ્દોનો બાળકોને ભંડોળ વધે.

આ બન્ને ધારણા પ્રત્યેક દ્વી, ત્રિપદી, ઉખાણામાં પ્રત્યક્ષ જણાય છે.

એક પદી પ્રશ્નોત્તર શૈલીના છે, તેમાં આ બન્ને બાબતો ઓછા વધતા અંશે સમાએલી છે. કેટલાકમાં અર્થ ગુપ્ત રહેલો નથી, એવા છે. જેને પ્રશ્નોત્તર નામ આપેલું તે પણ બાળકોને રસ ઉત્પન્ન કરે તેવાં અને તેમની કલ્પના શક્તિ ખીલવે તેવાં તથા બહુજ પ્રચલિત છે, તેથી તે પણ આ સંગ્રહમાં દાખલ કર્યાં છે.

જ્યારે ન્હાનાં બાળકો એકઠાં થાય છે; ત્યારે તેઓ એક બીજા સાથે મળીને આવાં પ્રશ્નો પૂછે છે. જ્યારે

સામાત્રાળાને જવાબ નથી આવડતો ત્યારે તે પ્રશ્ન પૂછનાર હરખાય છે, પણ તેને સાંભળનાર બીજો પ્રશ્ન પૂછે છે, ત્યારે તે પોતે પણ જવાબ આપતાં અટકી પડે છે, અને પછી પરસ્પર પોતાના ખુલાસા કરી દઇ, એક બીજા જવાબો શીખી લે છે.

આ રીતે વગર કહે માત્ર યુક્તિ, અને રસના પ્રભાવે જ બાળકોમાં "પરસ્પર શિક્ષણ શેલી" આવે છે, અને પોતાના ભંડોળમાં વધારો કરતાં જાય છે.

આપણાં ઘરોમાં—સુંદર ઘરોમાં સુંદર પારણામાં અથવા ઘોડીઆમાં સુતાં નિર્દોષ બાળકોને નિન્દ્રામાં લાવવાને હીંચ નાંખતી અને મધુર સ્વરથી હાલરડાં ગાતી, બાળકની માતા અથવા બ્હેની જોવામાં આવે છે.

હાલરડાના મીઠાં સ્વરથી ઘોડીઆમાં હીંચ ખાતું બાળક મીઠી ઉંઘમાં પડે છે, અને તેની માતા, બ્હેની હરખાય છે.

આવાં હાલરડાં આખી ગૂજરાતમાં પ્રસિદ્ધ છે. તમામ બાળકોને અને માતાઓને તેમાંના થોડાં ઘણાં હાલરડાં ગાતાં આવડે છે.

કાળે કરીને પ્રાચિન કથાઓ, ગીતો, અને ઉખાણાં, જોડકણાં વગેરે નવી પ્રજામાં વિસ્મરણ થતાં જાય છે અને તેથી કરીને એક પ્રાચિનકાળની સ્ત્રીઓના વિચારો, નીતિ, રીતી, અને કૃતિની છાપ આપણી આંખ આગળથી ઝાંખી થતી જાય છે.

જુનાં લેખો, જુનાં ખડેરો, અને નાણાંમાંથી મ્હોટી

મહેનતો અને મ્હોટો ખર્ચે બચાવવામાં આવે છે, તેના કરતાં એક પ્રજામાં ચાલતી આવેલી રીતભાતો, દંતકથાઓ, ને ગીતો તથા જોડકણા ઉખાણાને એવીજ જાતના સાહિત્યનું રક્ષણ કરવું એ બહુજ અગત્યનું છે.

આવી બાબતોના સંગ્રહથી એક પ્રજાની સ્ત્રીઓની ભાષા, રચના અને તેમાં આવેલા ભાવો આવતી નવી પ્રજાને માટે વારસારૂપ જળવાઈ રહે છે.

આ ગીતો, હાલરડાં, ઉખાણાં ને જોડકણાં મેળવતાં કેવો પ્રયાસ પડયો છે તે મારૂં મન જાણે છે. વૃદ્ધ સ્ત્રીઓ અને ડોસીઓ, તથા બીજી અનુભવવાળી સ્ત્રીઓ પાસેથી ગીતો વગેરે મેળવવાં અને તે ગાળીને, સ્વચ્છ કરીને નવી પ્રજાને આનંદ થાય એવી રીતે ગોઠવવાં એ કામ મુશ્કેલ છે.

નવાં ગીતો રચાવીને બાળકોને જ્ઞાન આપવું, તથા આપણી સ્ત્રીઓને માટે વાર, તહેવાર અને લગ્ન પ્રસંગને માટે નવાં ગીતો તૈયાર કરાવવાં એ તો જાણે ઠીકજ છે, પણ એક જૂની ભાષાના નમુનાના રક્ષણ માટે એવાં ગીતોનો સંગ્રહ કરાવવો બહુજ આવકારદાયક છે. નવાં જોડકણાંને ગીતો પ્રજાપ્રિય થતાં બહુ વિલંબ લાગે તે કરતાં આવાં પ્રાચિન કાળથી ચાલતા આવેલાં-ગવાતાં ગીતો કે જોડકણાં કે હાલરડાં કે ઉખાણાંનો ઉપયોગ કરવો કરાવવો તે નવી પ્રજાને માટે લાભકારક છે. ગૂજરાતી સ્ત્રીઓના મુખથી ગવાતી ગૂજરાતી વાણીનું રક્ષણ કરવા બરાબરછે.

આ ગીતો, હાલરડાં, ને ઉખાણાં કયાં કયાં કેવે કેવે પ્રસંગે ને કેવી રીતે ગાવાં, ગવરાવવાં તેની સમજુતી

ગીત નીચે ટપકાવી છે.

જૂની રીતે અને કાંઇ પણ ધોરણની રીતી વગર રચેલાં આ ગીતોમાંથી બાળકીઓને ઉપયોગી થઈ પડે, એવાં ગીતો, હાલરડાં ને ઉખાણા ચૂંટી કાઢી પ્રજા સન્મુખ ધરવાનું કામ એક નવો ગ્રંથ લખવા કરતાં વધારે કંટાળા ભરેલું અને મુશ્કેલ છે.

આ પુસ્તક બાળવર્ગ તથા ધોરણ ૧ લા થી ૪ થા સુધી ઉપયોગી થાય એવી રીતે ચઢ ઉતર ગોઠવેલું છે.

આશા છે કે આ લઘુ પોથી આપણા દેશીઓને ઉપયોગી થઈ પડે અને તેનો લાભ તમામ વર્ગના લોકોને મળે એવી તમારી આતુરતા છે.

આ પુસ્તક પસંદ કરવાને શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતાના અધિકારીઓએ જે કમિટી નીમી હતી, જે કમિટીની સૂચનાઓ ધ્યાનપર લેઇને આ પુસ્તકમાં સુધારો વધારો કીધો છે, તેથી તેના ઉપયોગીપણામાં બેશક વધારો થશે.

ઈશ્વર ઈચ્છાથી બીજી આવૃત્તિ પ્રકટ કરવાનો વખત આવશે તો આ પુસ્તકમાં વિશેષ સુધારો વધારો કર્યા વીના નહિ રહું.

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી, ગુજરાત ભાષાનો ઉદય કરવાનો ભગિરથ પ્રયત્ન કરે છે, તે આવાં પુસ્તકોનું રક્ષણ કરવાને સાવધાન થશે.

લીંબડી. } ભવાનીશંકર નરસિંહરામ.
આગસ્ટ ૧૮૯૬ }

# સાંકળીયું.

## ( બાળ વર્ગને માટે. )



## ધોરણ ૨ જું.



## ધોરણ ૩ જું.

## ધોરણ ૪ થું:

# " ગુજરાતી જૂનાં ગીતો. "

## બાળ વર્ગને માટે.



### * ગીત

માભાને ઘેર જઇએ,
ચાલ ! ચાલ !
માભાને ઘેર જઇએ,
બરફી પેંડા ખાઇએ.
ચાલ ! ચાલ !
ચાલો મામા ચોટે જઇએ,
ખાંતે ખાઉ ખાઉ ખાઇએ.
ચાલ ! ચાલ !
મામા આવે મારવા,
ચાલો ન્હાશી જઇએ.
ચાલ ! ચાલ !

---

* એક છોકરી બીજી છોકરીનો હાથ ઝાલી મામાના ઘર બણી ખેંચી જતી હોય તેમ કરે છે ! અને પછી ગીતમાં બતાવેલા હાવ ભાવ કરે છે.

# " મામાનું ઘર કેટલે ? "

## * ( ગીત )

મામાનું ઘર કેટલે ?
દિવો બળે એટલે.
દીવો મેં તો દીઠો,
મામો લાગે મીઠો.
મામે સામું જોયું,
મારાપર મન મોહ્યું.
મામી બેઠી માળે,
ભાણેજડાંને ભાળે;
ભાવે મામી ભેટી,
દહીંથરાં ઘી દેતી.
દહીંથરાં ઘી ભાવે નહિ,
મામો મિઠાઈ લાવે નહિ.
મામી મારી ભોળી,
મિઠાઇ આપે મોળી.
મોળી મિઠાઇ ભાવે નહિ,
રમકડાં કોઇ લાવે નહિં.

---

* એક છોકરીની આંખ આડાહાથ દાબી બીજી છોકરી તેને મામાંના ઘર ભણી દોડતી હોય તેમ ખેંચી જાય છે, ને આ ગીત ગાતી જાય છે.



મોળી પ્રીત્તિ મામીની.
મીઠી પ્રીત્તિ મામાની
મામો લાગે મીઠા;
દીવો મેં તો દીઠા.



## ॥ મારા માથાપર કોણુ ચઢયું ? ॥

### ૧ ( ગીત )

છોકરી ૧ લી—" મારા માથાપર કોણુ ચઢયું ? "
બીજીછોકરી—" હોલો રાણો ! "
છોકરી ૧ લી—" ઉતર હોલા હું ચઢું. "
બીજી છોકરી—" નહિ ઉતરૂં. "
છોકરી ૧ લી—" નીરે ન્હવરાવું. "
બીજી છોકરી—" નહિ ઉતરૂં. "
છોકરી ૧ લી—" ખીર ખવરાવુ. "
બીજી છોકરી—" નહિ ઉતરૂં.



---

૧ એક છોકરી બેઠી હોય, તેની પીઠપર બીજી છોકરી અચાનક ચઢી બેસે છે, અને પછી આ ગીતમાં લખ્યા પ્રમાણે આરસપરસ સંવાદ કરે છે.



## * :: આવરે નાર નહિ આવું. ::

### ( ગીત )

આવરે નાર,
નહિ આવું.
તારી કોઠીએ જાર,
નહિ આવું.
તારી ભેંસ વિયાણી,
નહિ આવું.
તારી પાડી રખડે,
નહિ આવું.
તારી ભેંસ ભડકે,
નહિ આવું.
તારી પાડી કુદે,
નહિ આવું.
આવરે નાર,
નહિ આવું.



---

* ઊભી ઊભી છોકરીઓ કુદતી જાય છે, ને એક બીજાને તાળી આપતી આપતી આ ગીત ગાતી જાય છે.

## :: પોપો પોપૈયા. ::

### ગીત.

પોપો પોપૈયા,
થાળી ભરી રૂપૈયા.
થાળીમાંતો માય નહિં,
ભાઈ ભણવા જાય નહિં.
પંડ્યો મારે સોટી,
વિદ્યા આવે રોતી.
સોટી વાગે ચમચમ,
વિદ્યા આવે ત્યમ ત્યમ.
ભાઇ આવે નિશાળે જઇ,
માતા મનમાં રાજી થઇ.

## :: બાળ કહાણી ૧.લી ::

### ( ગીત )

કહાણી કહુંરે કૈયા,
સાંભળ મારા ભૈયા.
ભૈયે માંડયું હાટ,
ત્યાંથી નિકળ્યો ભાટ.
ભાટ ખોદાવે કુઇ,
ત્યાંથી નિકળ્યો સૂઇ.
સૂઈ સંચારે દોરો,
ત્યાંથી નિકળ્યો વ્હોરો;

વ્હોરો ખાય હાળીઆ,
કાઢે એટલા કાળીઆ.

( ૨ )

કાળીઆ મેં વાડે નાખ્યા,
વાડે મને વેહલો આપ્યો.
વેહલો મેં ગાયને નાખ્યો,
ગાયે મને દૂધ આપ્યું.
દૂધ મેં તો મોરને પાયું,
મોરે મને પીંછી આપી,
પીંછી મેં પાદશાહને આપી,
પાદશાહે મને ઘોડો આપ્યો.
ઘોડો મેં બાવળે બાંધ્યો,
બાવળે મને સૂળ આપી.
સૂળ મેં તો ટીંબે ખોશી,
ટીંબે મને માટી આપી.
માટી મેં કુંભારને આપી,
કુંભારે મને ઘડુલો આપ્યો.
ઘડુલો મેં માળીને દીધો,
માળીએ મને ફુલ આપ્યાં.
ફુલ મેં મહાદેવને ચઢાવ્યાં,
મહાદેવે મને લાડવો આપ્યો.
મારા ભાગનો મેં ખાધો,
દોઢના ભાગનો કાળીઓ કુતરો ખાઈ ગયો!!!

# ધોરણ ૧ લું.

## :: હાથની રમત. ::

( ગીત )

અડકણુ દડકણુ દહીંના ટાંકાં,
દહીં દડૂકે,
પીલુ પાકે,
શ્રાવણુ મહિને વેલ્લો ચાલે,
ઊઠ મૂડ,
ધંતુરાના ફુલ,
સાકર શેરડી ખજૂર.

( ગીત )

વાલ બાઇને ઘેર ભેંસ વીંયાણી.

---

બે હાથ ભેળા કરી તેના બે અંગુઠા એક તરફ મુઠ્ઠીવાળીને એક છોકરી ભોંયપર બેસે છે. તેના હાથપર એક છોકરી આ ગીત ગાતી જાય છે. ને આંગળાં ફેરવતી જાય છે.

સઘળી છોકરીઓ ભોંયપર હાથ મૂકી, પછી બોલનાર છોકરી દરેક છોકરીના હાથપર આંગળી મુકતી જાય અને ગીત બોલતી જાય છે. છેલ્લીવારે સઘળી છોકરીઓ પોતાના હાથ ઉપાડી પંઝા પહોળા કરી ભર,ર,ર,ર, એમ સાથે બોલે છે.

### તાવણીએ ઘી તાવ્યું.

એક બાડવો ભૂખ્યો,
થાળી લઇને ઉઠયો.
બાડવે નાંખી ચીશ,
ભાઈ આવ્યા પચીશ.
ચકલી ચોખા ખાંડે છે,
પિતાંબર પગલાં માંડે છે.
ટાચકો હુચકો,
ભાઇએ માર્યો ભુસકો.
ગટર પટર બાવા ભર, ૨, ૨, ૨.



## :: એક કોઠામાં બત્રીસ કોઠા. ::

(ગીત)

એક કોઠામાં બત્રીશ કોઠા,
તેમાં રમે ન્હાના મ્હોટા;
ન્હાને મ્હોટે નાખી ગોળી,
ભાગીરે હરણાંની ટોળી.
હરણ ખાય હેરા ફેરા,
ભાંગ્યાંરે દીલ્લીના દ્હેરાં.
દીલ્લી ઉપર આણ માણ,
ભાંગીરે લ્હોડાંની માણ.



માણુ ઉપર મોતી,
બીબી જાય રોતી.
બીબીના હાથમાં ધોક્કા,
ફોડયો મીયાંનો હોક્કો.
હોક્કો બોલે રામ રામ,
ત્યાંથી આવ્યા વિરમગામ.
વીરમગામના આરાતારા,
દીઠા ત્યાં સોનાના ભારા;
ભારા ઉપરા ઉપર કરી,
સો સો તરવારો પાથરી.
એક તરવાર ઉંચી,
ભગવાનના હાથમાં કુંચી.



## :: છોડીઓને ઉપયોગી વસ્તુઓ. ::

( ગીત )

છોડીઓરે,
હોરે હો,
વ્હોરો આવ્યો,
શું શું ? લાવ્યો ?
પાન સોપારી, પાનનાં બીડાં,
એલચી ડોડા,
હુંશલો ઘોડા !



## * :: "રમત." ::

### ( ગીત )

ટચાક ટીલડી મોઘનાં પાન,
વીરે આપ્યાં વિરમગામ.
વિરમગામના એવા લોક,
પાણી પીવા ન આપે બોખ.
બોખમાં તો બાંડો સાપ,
વડેરી ભોજાઇનો બાપ.
કરડી ઘોડી કાકાની,
મરડી ઘોડી મામાની.
ફુલ વછેરી બાપની,
હું મારા ભાઇની.

---

* બે હાથ ભેળા કરી તેના બે અંગુઠા એક તરફ અને બીજી તરફ આંગળીઓનો ભાગ રહે, એમ પહોળા કરી દાદીએ તથા માએ લગાડતાં આ ગીત બોલે છે.



# + "કોયલ."

## ( ગીત. )

કાળી કોયલ બોલે, કૂઉ,ઉ,ઉ, !
આંબા કેરી ડાળે, કૂઉ,ઉ,ઉ, !
સરોવરીઆની પાળે,કૂઉ,ઉ,ઉ, !
મનોહર તરૂ માળે, કૂઉ,ઉ,ઉ, !
હોંશે કાગ હિંચોળે, કૂઉ,ઉ,ઉ, !
કાળી કોયલ બોલે, કૂઉ,ઉ,ઉ, !

( ૨ )

" કાળી કુયલ કમખા વિનાની, "
આંબા ડાળે,
સરોવર પાળે.
બોલો કોયલ મા બોલો.
ઘડાવું સોનાનો દોરો.
દોરે દોરે જાળી,
કોયલ મા કાળી.
કાળી કોયલ કમખા વિનાની,
આંબા ડાળે,
કોયલ બોલે, કૂ,ઉં,ઉ,ઉ, !

---

\+ અશાડ વદિ ૧ થી શ્રાવણ વદિ ૧ સુધીના એક માસને કોયલ મહિનો કહે છે. તે માસમાં કુંવારી છોકરીઓ "કોયલ" વ્રત કરે છે. નદી અથવા સરોવરપર ન્હાવા જતાં આ ગીત ગાય છે.

# ધોરણ ૨ જું.

## " મોર. "

* ( ગીત. )

૧ લી છોકરી—

મારો છે મોર ! મારો છે મોર !
મોતી ચરંતો મારો છે મોર !

બીજી છોકરી—

મારી છે ઢેલ ! મારી છે ઢેલ !
મોતી ચરંતી મારી છે ઢેલ !

૧ લી છોકરી—

મારો છે મોર ! મારો છે મોર !
માળામાં બેસનાર મારો છે મોર !

બીજી છોકરી—

મારી છે ઢેલ ! મારી છે ઢેલ !
ડાળાંમાં બેસનાર મારી છે ઢેલ !

૧ લી છોકરી—

મારો છે મોર ! મારો છે મોર !
રાજાનો માનીતો મારો છે મોર !

---

* સામસામી છોકરીઓ ઊભી રહે છે ને પોતાના હાથ માથાપરથી વાળીને શરીર ડોલાવતી આ ગીત ગાય છે.

બીજી છોકરી—

મારી છે ઢેલ ! મારી છે ઢેલ !
રાણીની માનીતી મારી છે ઢેલ !

૧ લી છોકરી—

બોલે છે મોર ! બોલે છે મોર !
સોનાને ટોડલે બોલે છે મોર!

બીજી છોકરી—

બોલે છે ઢેલ ! બોલે છે ઢેલ !
રૂપાને પારણે બોલે છે ઢેલ !

## " પાપડ. "

### *( ગીત )

પટેલને ત્યાં પાપડ વણવા ગયાંતાંમા, ગયાંતાંમા
એક પાપડ ચોર્યો મા, ચોર્યો મા,
ઘંટી હેઠળ ઘાલ્યો મા, ઘાલ્યો મા.
રોટલા ઘડતાં શેકયો મા, શેકયો મા.
ભેંસ દોહતાં ખાધો મા, ખાધો મા.
ડોસે કડકો સાંભળ્યો મા, સાંભળ્યો મા.
ડોસે ડાંગ લીધીમા, લીધીમા.

---

* કોઇ વહુ પાડોશીને ત્યાં પાપડ વણવાને ગયેલી ત્યાંથી પાપડ લીધેલો,



એક ઠાંગ વાગી મા, વાગી મા.
ભસ્કા ફુટ ભાંગી છે કુ સાજી. !
બાપાભાંગી.

## ( ૨ )" ભગરી ભેંસ."

### ( ગીત )

( અ )　ગાયના ગોવાળ તારી ગુજરીની વારી,
આડાં છે કાઠીઓના ખેતર જીરે.
કાઠીઓએ લાકડીઓ ફેરવી જીરે.
ભગરી ભેંસ !
હોરેહો !
દોહવા બેઠી,
હોરેહો !
પાટુ મેલી,
હોરેહો !
દોહણું ફેડયું,

---

(૨) આ ગીત ફરતાં ફરતાં ગાવાનું છે.

અ આ ગીત ગવરાવનારી છોકરી ઊભી ઊભી ભગરી ભેંસ એટલું બોલે છે, એટલે ઝીલનારી છોકરીઓ "હોરેહો" બોલીને કૂદે છે. ચારે ટુંકો પુરી થાય કે, પાછું કુદડી ફરતાં ફરતાં ગાય છે.

હોરેહો ! ગાયના ગોવાળ.

આડાં છે વાણીઆના ખેતર જીરે.
વાણીઆએ ખેતર ફેરવ્યાં જીરે.
ભગરી ભેંસ,
હોરેહો.
શિંગડે બાંડી,
હોરે ! હો !
પૂછડે બોડી.
હોરે હો. !
દોહવા છાડી,
હોરેહો !
પાટુ મારી,
હોરેહો
દોહણું ફોડ્યું,
હોરેહો !
આડાં છે બ્રાહ્મણોના ખેતર જીરે.
બ્રાહ્મણોએ ત્રાંબડીઓ ફેરવી જીરે
ભગરી ભેંસ,
હોરે ! હો
દોહવા બેઠી,
હોરે ! હો !
પાટુ મારી,
હોરે ! હો.



દાહ્યણું રેડકું,

હોરે ! હો.

રાયના ગોવાળ તારી ગુજરીની વારી.



## ÷ " વીંછીડો. "

( ગીત )

૧ લી છોકરી—

હુતો છાંણા વીણુવા ગઇતીઆ,

વિંછીડો ! વીંછીડો.

સર્વે છોકરીઓ સાથે—

હુઓ હુઓ વીંછીડો.

૧ લી છોકરી—

મને વીંછીડ ફટકાવી મા,

વીંછીડો ! વીંછીડો !

સર્વે છોડીઓ સાથે—

હુઓ ! હુઓ ! વીંછીડો !

૧ લી છોકરી—

કાળો ને કાદવીઓમા,

વીંછીડો ! વીંછીડો !

સર્વે છોકરીઓ સાથે—

હુઓ ! હુઓ ! વીંછીડો !

૧ લી છોકરી—

મારી આંખો પેઠાં ઉંડી મા,
વીંછીડા ! વીંછીડા !

સર્વે છોકરીઓ સાથે—

હુઓ ! હુઓ ! વીંછીડા
કોઇ જોષીને તેડાવો મા,
વીંછીડા વીંછીડા.

સર્વે છોકરીઓ સાથે—

અર,ર,ર, માડી વીંછીડા

૧ લી છોકરી—

કોઇ ડોશીને તેડાવો.મા,
વીંછીડા વીંછીડા.

સર્વે છોડીઓ—

અર,ર,ર, માડી વીંછીડા.

૧ લી છોકરી—

માડી વીંછીડા ઉલરાવો મા,
વીંછીડા, વીંછીડા.

સર્વે છોકરીઓ—

અર,ર,ર, માડી વીંછીડા.

---

÷ એક છોકરી જાણે પોતાને વીંછી કરડયો હોય તેમ શરીર ડોલાવતી જાય છે, ને ચાળા ટરતી જાય છે, ને બોલવતી જાય છે, તેના જવાબમાં સર્વે છોકરાઓ "હુઓ હુઓ વીંછીડા" એ ચરણ બોલે છે.



૧ લી છોકરી—

વીંછીની વેદના મ્હોટી મા,

વીંછીડા, વીંછીડા.

સર્વે છોકરીઓ—

અર,ર,ર, માડી વીંછીડા.

૧ લી છોકરી—

હું રાંક થઇને રોતી મા,

વીંછીડા, વીંછીડા.

સર્વે છોકરીઓ—

અર,ર,ર, માડી વીંછીડા.



## *"ભોળી યમુના."

### ( ગીત )

સોનલા ઉઢાણીરે, ભોળી યમુના.
રૂપલાનું બેડુંરે, ભોળી યમુના.
વીસ બેડાં ભર્યાંરે, ભોળી યમુના.
એક બેડું ખાલીરે, ભોળી યમુના.

---

* હાથના આંકડા બીડીને ગોળ કુંડાળામાં કન્યાઓ ઉભી રહે છે, પછી આંકડા બીડેલ હાથે જ કસરત માફક આગળ પાછળ હાથ ફેરવી એક પદ બોલે છે.

ત્યાંતો બાળ જાગ્યાંરે, ભોળી યમુના.
(૧) કેમ દોરી તાણુરે, ભોળી યમુના.
(૨) આમ દોરી તાણું રે, ભોળી યમુના.
પછી ખેતર ચાલ્યાંરે, ભોળી યમુના
ત્યાંતો હરણ આવ્યાંરે, ભોળી યમુના
કેમ હરણ ઠેકેરે, ભોળી યમુના
આમ હરણ ઠેકેરે, ભોળી યમુના



## :: અલાળીઓ, ગલાળીઓ. ::

*( ગીત )

અલાળીઓ ગલાળીઓ,
ગલતો મારો વીર છે,
પાટણ મારૂં પીર છે.
ઘોઘે મારૂં ઘર છે,
નવાનગરની તાંતણે,
તાંતો મોતી ઘાઘો છે.

(૧) દોરી કેમ તાણવી એમ સવાલ પુછ્યા જેવું કરવું.
(૨) દોરી તાણવાની માફક ચાળા કરવા.

* બે કન્યા બેસે અને બે કન્યા ઉભી રહે, ઉભી રહેલી કન્યાઓ નીચી નમીને તાળી દેતી જાય ને એક ગવરાવે ને બીજી ઝીલતી જાય.



સસરાના ઘરમાં ઘોડાં છે.
ઘોડા લઈ ગયા કાઠી,
નણદ આવે નાઠી.
મારી નણદને આવવા દો
શેર સોનું લાવવા દો.
શેર સોનાની ટોટી,
મારી ભાભી મોટી.
મોટી ભાભી થાવા દો,
બ્હેડે પાણી ભરવા દો.
બ્હેડાં ઊપર ઠીંકરી,
મારી ભાભીની દીકરી.
દીકરી દીકરી દિવાળી,
સોનેરી ઘાઘરી શિવાડી.
સોનું મુકયું ટોડે,
ગીત ગાઇશું કોડે.



## ભાઈ બ્હેનનું હેત.

૩° ( ગીત. )

આ હાથે કાંકણી કાંકણી
આ હાથે ચૂડલો, ચૂડલો

૩° હાથ તરફ આંગળી કરી બેઉ હાથ બતાવે છે.

ભાઈ ગયોતો ધંધુકે, ' ધંધુકે,
ભાભી ચૂલા સંઘરૂકે સંઘરૂકે.
ભાઇ લાવ્યાં ટોપરાં ટોપરાં.
ખાય ભાભીના છોકરાં: છોકરાં.
ભાઇ જમે દહીંદુધ દહીંદુધ.
ભાભી ખાય ખાટીછાશ ખાટીછાશ,
ભાઇ બેસે ઢોલીએ ઢોલીએ
બીજાં બેસે ખાટલે ખાટલે
ભાઇ પાસે રૂપૈયા રૂપૈયા
બીજાંને નહિ ત્રાંબીઆ ત્રાંબીઆ.

---

## :: મે' વરસે મેડી ચુએ ::

### *( ગીત )

મે વરસે મેડી ચુએ,
ચંદ્રાસર હહેરે જાયજો.
આડી જાયો વીર મલપતો,
નદિએ ના'વા જાયજો.
નદિનાંતો ડોહોળાં પાણી,
સરોવર ઝીલવા જાયજો.

---

* અશાડ માસમાં કન્યાઓ "ગૌરી"નું વ્રત કરે છે, ત્યારે નદિપર ન્હાવા જતાં આ ગીત છોડીઓ ગાય છે.

ઝીલી કરીને ઘેર પધાર્યાં,
મોતીડે વધાવ્યાં જો,
ભાઈ બેઠા જમવા,
ભોજાઇએ પહેર્યાં ચીરજો.
ચીર ઊપર ચુંદડી,
ચોખલીઆળી ભાત જો.
ભાતે ભાતે ભડકલાંને,
જો જો વહુની જાતજો.
જાત ઊપર ઝાંખરાંને,
મ્હેલ ધડુકી જાયજો.
મ્હેલમાં બેઠા વાણીઆને,
કાગળ લખતો જાયજો.
કાગળમાં બે પૂતળી ને,
હસતી રમતી જાયજો.



## મોર ! મોર ! ક્યાં થઈને જઈશ.

( ગીત. )

મોર ! મોર ! ક્યાં થઇને જાઇશ ?
કળાયેલ મોરલોરે.
રતીલાલનું ઘર ઢુંકી જાઇશ,
કળાયેલ મોરલોરે. મોર ! મોર !

( ૨ )

ઘર પાછળ કાળુડો નાગ,
કળાયેલ મોરલોરે,
નાગ રોકી બેઠો છે માગ,
કળાયેલ મોરલોરે. મોર ! મોર !

( ૩ )

મારગ એ ઉડીને જઈશ.
કળાયેલ મોરલોરે.
ઘર પાછળ નદિયો ન્હુવાણ.
કળાયેલ મોરલોરે. મોર ! મોર !

( ૪ )

વચમાંથી ચાલે છે વ્હાણ.
કળાયેલ મોરલોરે.
વ્હાણ હું ઠેકીને જઇશ.
કળાયેલ મોરલોરે.

( ૫ )

ઘર પાછળ કાંટાની વાડ,
કળાયેલ મોરલોરે.
ઝાઝાં છે ઝાડીને ઝાડ,
કળાયેલ મોરલોરે.

( ૬ )

ઝાડ એ મેઠીને મ્હેલ,
કળાયેલ મોરલોરે.

તેમાં મારી બેઠીછે ઢેલ,
કળાયેલ મોરલોરે.
( ૭ )
ઢેલ મારી જોઈ રહી વાટ,
કળાયેલ મોરલોરે.
રહીશ ત્યાં દિવસને રાત.
કળાયેમ મોરલોરે.

# ધોરણ ૩ જું.

## "હાલરડાં."

ભાઇ ! ભાઈ ! કરૂં છું,
ભાઇ વિના ભૂલિ ભમું છું.
ભાઈ કોઇએરે દીઠા,
મહાદેવની વાડીમાં પેઠા.
વાડીનાં ફુલડાં વેડાવું,
ભાઇને ઘેર તેડાવું.
ભાઈ ! ભાઇ ! હું કરતી'તી,
ભાઇ વિના ભૂલી ફરતી'તી.
( ૨ )
ભાઈ કોઇએ દીઠા,
મહાદેવની દેરીમાં પેઠા.

દહેરીએ દહેરીએ દીવા કરૂં,
ભાઈ મારાના વિવાહ કરૂં.
રાજાની છોડી કાળી,
વ્હેલ ઝાંપેથી વાળી.

( ૩ )

હાલ વ્હાલને હલકી,
આંગણે વાવોને ગલકી.
ગલકીનાં ફુલડાં રાતાં,
ભાઇના મામા છે માતા.
હાલ વ્હાલને હાંસી,
લાડવા લાવશે ભાઇની માસી.
માશી જાશે માળવે,
ભાઇનાં જતન કરી કોણ જાળવે ?

( ૪ )

હાલ વ્હાલને હુવા,
લાડવા લાવશે ભાઈના ફુવા
ફુવાની શી પેર,
લાડવા કરશું આપણે ઘેર,
ઘરમાં ઝાઝા ઘીને ગોળ.
ઘી નાખો અચ્છેરે તોલ.

( ૫ )

ભાઈ મારો છે અટારો,
ઘીને સાકર ચટાડો.



ભાઇ મારો છે લાંડકો,
　　પાઉં દુધ સાકરનો વાટકો.
ભાઈ મારો છે ગોરો,
　　ભાઈની ડોકમાં સોનાનો દોરો.
ભાઇ મારો છે રાંક,
　　હાથે સોનાનો વાંક.
વાંકે મોતી થોડાં,
　　ભાઇના મામાને ઘેર ઘોડાં.
વાંકે વાંકે જાળી,
　　ભાઇ મારો પ્હેરે દાંડી.

( ૬ )

ભાઇ કોઇએ દીઠા,
　　ભાઇતો ભરી કોઠીમાં પેઠા.
કરકર બઉં તે ખાય,
　　ભાઈ મારો મોટેરો થાય.
ભાઈ મારાને શું વખાણું,
　　ભાઇના ગુંજામાં સોનાનું નાણું.

( ૭ )

ભાઇ મ્હારોરે ડાહ્યો,
　　પાટલે બેસીનેરે ન્હાયો.



પાટલો ગયો છે ખસી,
ભાઇ મારો ઉઠયોરે હસી.
ભાઇ બેસે છે અગાસી,
લાડવા લાવે ભાઇની માસી.
માસી ઢુંકડી છે નહિ,
ફુઈ દુખડાં[1] લે નહિ.

( ૮ )

ભાઈ મારો આવડાં તેવડો,
શણુગારૂંતો થાય પરણાવા જેવડો.
ભાઇ મારો છે હેવૈયો,
ભાઇને ભાવેરે સેવૈયો
ભાઈ કોઇએ દીઠો,
ભાઇતો ભરીકોઠીમાં પેઠો.
કર, કર થઉંડા ખાય,
ભાઈ મારો કાલ મ્હોટો થાય.



૧ ઓવારણાં.



# ૧ ઝાલાવાડને ગોહીલવાડના

## મુખ્ય ગામ.

( ગીત )

ઈચડી ખીચડી, ખાટી ખીચડી,
દાઠા મહુવા, પાંચ પદ્ધકા,
પાંચે ગામે પાળીતાણું,
લાઠીને લોલીઆણું
ઉઘાડે વીરા ઘોઘાનું બારૂં,
વાવડીએ જઈ વ્હાણું વાયું.
દાદા આગું શિયાણીને વરસાણી,
કાનપર કારેલીને મજીઠા.
ધેરૈયા, પાટડીને બજાણું,
એટલાં ઊપર ન જાણું.

---

* એક રાજાએ પોતાની દીકરીને એક સ્વાસે બોલીને માગે એટલાં ગામ આપવાનું કહ્યું, તેથી તે ડાહી દીકરીએ એકદમ ઉપરનાં બધાં નામ બોલવા માંડયાં. રાજાએ જાણ્યું કે આતો મારે ઘણાં ગામ આપવાં પડશે તેથી છેલ્લો બોલ બોલી રહી કે, તરત તેના મ્હોડામાં જોરથી ખાંડનો ધોબો નાંખી દીધો. તે સ્વાસ નળીમાં જતાં જતાં દીકરી મરણ પામી એવી ગાથા ચાલે છે.

## કવિતા સરખી કહેવત.

( ગીત )

* મગને ખેતર માળો નહિ,
ગરાશીઆ ગોઝારો નહિ.
કણબી નાત બહારો નહિ,
ઊંદરને ઉચાળો નહિ.
ચાટવાને ફાડ નહિ,
ઘર જમાઇને લાડ નહિ.

## " કમાડે કડું નહિ. "

( ગીત )

કમાડે કડું નહિરે મનોરા,
ઘરમાં ઘરડું નહિરે મનોરા.
કમાડે સાંકળ નહિરે, મનોરા,
માંચીમાં માંકડ નહિરે, મનોરા.
શાકમાં પાકજ નહિરે, મનોરા,
વીરાનો વાંકજ નહિરે મનોરા.
વીર વિના જાનજ નહિરે, મનોરા,
જર વિના જોરજ નહિરે મનોરા.

ગુણ વિના જ્ઞાનજ નહિરે મનોરા,
ભણ્યા વિના ભાનજ નહિરે મનોરા.
કમાડે તાળું નહિરે મનોરા,
ભાઇ વિના વ્હાલું નહિરે, મનોરા.

---

## " લીલાં લવીંગડાં. "!

### ( ગીત )

મારી વાડીમાં લીલાં લવીંગડાં. (મારી) (ટેક)
લીલાં લવીંગડાંના પાંન છે લીલાં,
પાન છે લીલાંને ફુલડાં છે પીળાં--મારી.
માડી વીણવા જાઉં,
ખોળો ભરી લાવું;
ચપટી ભરીને ચાવું.
મારી વાડીમાં લીલાં લવીંગડાં. ૧
ચાવતાં જીભ ચચચમે,
મ્હોડું મારૂં ગમગમે
તીખાશે જીભ તમતમે
મારી વાડીમાં લીલાં લવીંગડાં. ૨
લીલાં લવીંગડાંની વાડી છે લીલી,
મોકલ લવીંગડાં વીણવા તું માડી મારી. ૧



# * સીતાજી.

( ગીત. )

કાચભર્યાં કચોળાં ભર્યાં,
જગપીઠ સીતા અવતર્યાં. ૧
સાત વર્ષનાં સીતા થયાં,
પાટી લઇને ભણવા ગયાં. ૨
ભણીગણી બાજંદાં થયાં,
રામચંદ્રના ગાગાં થયાં. ૩
પહેલે મંગળ ઓઢયાં બોલ.
બીજે મંગળ વાગે ઢોલ. ૪
ત્રીજે મંગળ કન્યા દાન,
ચોગે મંગળ પરણે રામ. ૫
રામ ખોદાવે ઉંડા કુવો,
સીતા વાવે ડમરો જુઓ. ૬
જયમ જયમ સીતા પાણી પાય,,
ત્યમ ત્યમ ડમરો હલેરે જાય. ૭
સોનાની સિંગડી રૂપા ખરી.
ડમરો ગયો છે શૃગલો ચરી.



* હોંશિઆર, ખબડદાર, બાજંદા નામના જ્ઞાની પુરૂષના નામ ઉપરથી આ શબ્દ ઉત્પન્ન થયો છે.

# " ચણ્યાની માગણી. " ?

÷( ગીત )

ખોડ ! ખોડ ! ચણ્યો આપ,
નહિ આપું.
સુતાર ! સુતાર ! ખોડ ચીર
સુતાર— નહિ ચીરૂં.
રાજા ! રાજા ! સુતાર દંડ.
રાજા— નહિ દંડુ.
રાણી ! રાણી ! રાજા સાથે રીસા,
રાણી— નહિ રીસાઉં.
ઉંદર ! ! રાણીનાં કપડાં કરડ,
ઉંદર— નહિ કરડું.
મની ! મની ! ઉંદર માર,
મની— નહિ મારૂં.
કુત્તા ! કુત્તા ! મનીને માર,
કુતરો— નહિ મારૂં.
ધોક્કા ! ધોક્કા ! કુતરાંને માર,
ધોક્કો— નહિ મારૂં.

---

÷ લાકડાનું મ્હોટું ઠામચુ તેમાં એક ચણ્યો બરાબ જવાથી તે મેલવવાને માટે છોકરીઓ કહેતી હોય અને તે સંબધે એક પછી એક વેણુ ગોઠવેલાં જણાય છે.

આગ ! આગ ! ધોકો બાળ,
આગ— નહિ બાળું.
પાણી ! પાણી ! આગ ઓલવ,
આગ— નહિ ઓલવું.
હાથી ! હાથી ! પાણી પી.
હાથી— નહિ પીઉં.
મચ્છર ! મચ્છર ! હાથીના કાનમાં પેશ.
મચ્છર— આ પેઠા.
હાથી કહે મારા કાનમાં કોઇ પેશશો નહિ,
હું પાણી પીશ.
પાણી કહે મને કોઈ પીશો નહિ,
હું આગ ઓલવીશ.
આગ કહે મને કોઇ ઓલવશો માં,
હું ધોકો બાળીશ.
ધોકો કહે મને કોઇ બાળશો માં,
હું કુતરાંને મારીશ.
કુતરો કહે મને કોઈ મારશો માં,
હું બીલ્લી મારીશ.
બીલ્લી કહે મને કોઇ મારશો માં,
હુ ઉંદર મારીશ.
ઉંદર કહે મને કોઇ મારશો માં,
હું રાણીનાં કપડાં કરડીશ.
રાણી કહે કપડાં કરડશોમા,



હું રાજા સાથે રીસાઇશ.
રાજા કહે કોઇ મારી સાથે રીસાશો માં,
હું સુતાર દંડીશ.
સુતાર કહે મને કોઇ દંડશો માં,
હું ખોડ ફાડીશ.
ખોડ કહે મને કોઇ ફાડશો માં,
હું ચણયો આપીશ.
ચણયો લઇને સર્વે છોકરીઓ ખાઇ ગયાં!



## :: કારેલી. ::

÷ ( ગીત )

બાઇજી આપણા વાડામાં કારેલી,
બાઇજી કહો તો વીણવા જાઉં રે;
સર્વે છોકરીઓ સાથે—
કારેલી હયો! કારેલી હયો!
બાઇજી વીંણી કરીને ઉઘલાવ્યાં.
સર્વે છોકરીઓ સાથે ઉભી ઉભી—
કારેલી હયો! કારેલી હયો!

---

÷ એકવાર ઉભાં રહીને અને બીજીવાર બીજું પદ ફૂદતાં ફૂદતાં તાળી પાડીને ગાવાનું છે.

બાઇજી કહોતો વેચવાં જાઉં રે,
કૂદતાં કૂદતાં સર્વે છોકરીઓ—
કારેલી લ્યો! કારેલી લ્યો!
ઉભાં ઉભાં—બાઇજી અમે શાક કર્યું છે શાક કર્યું છે.
કૂદતાં કૂદતાં— કારેલી લ્યો! કારેલી લ્યો!
ઉભાં ઉભાં—બાઈજી એનું શું લેશું મૂલરે,
કૂદતાં કૂદતાં— કારેલી લ્યો! કારેલી લ્યો!
ઉભાં ઉભાં—મારી સવા તે લાખની કારેલી,
કૂદતાં કૂદતાં— કારેલી લ્યો! કારેલી લ્યો!
ઉભાં ઉભાં—બાઈજી બબ્બે લાખનું મૂલરે,
કૂદતાં કૂદતાં— કારેલી લ્યો! કારેલી લ્યો!

---

## :: ચણોઠી. ::

( ગીત )

( ૧ )

રાતી ચણોઠડીને રાતા મારા દાંત છે,
ઝીણી ઝીણી માછલી ઘમસડી રાત છે.
[+]કાકાને કાને ચણોઠડીરે રીઝે,
રાતી ચણોઠડીને રાતા મારા દાંત છે.

---

+ ચણોઠી કાને કુંડળમાં નાખેલી હોય, એમ ધારીને કાન ફરતાં હાથ ફેરવવા અને "રાતી ચણોઠડી" એમ બોલીને તાળી વગાડતાં ગાવું.

( ૨ )

[૨]મામાની મોળે ચણોઠડીરે રીઝે,
રાતી ચણોઠડીને રાતા મારા દાંત છે.

( ૩ )

[૩]ભાઈની માળામાં ચણોઠડીરે રીઝે,
રાતી ચણોઠડીને રાતા મારા દાંતછે.

---

## :: ચકલીનું ખેતર ! ::

### ગીત.

ચકલી તારા ખેતરમાં, મેં ઝીંઝવો વાવ્યો,
ઝીંઝવે ચઢી જોઉં, કોઇ માનવી આવે. (ટેક.)
રાતી ઘોડીને પીળો ચાબખો,
રતીલાલભાઈ આવે.
ઠેકાવતો ઘોડી ઠાવકો,
રતીલાલભાઇ આવે. ચકલી. ૧
ઘોડીને ઘુઘરમાળ,
રતીલાલભાઇ આવે.
ચારૂ રવાલની ચાલ,
રતીલાલ ભાઈ આવે. ૨

---

(૨) મામો માથે મોળીયું વીંટાળતો હોય એમ હાથ ઉંચા કરીને નિશાની કરીને ગાવું.

(૩) માળા બતાવવી.



ઘુઘરીઆળી વેલડી,
　　મોંઘી વહુ આવે.
છબીલી ને વળી છેલડી,
　　મોંઘી વહુ આવે. ચકલી. ૩
ખોળામાં સુંદર બેટડો,
　　ધવરાવતી આવે.
ખોબામાં ખારેક ટોપરાં,
　　ખવરાવતી આવે. ચકલી. ૪
બાળક ઘાલી બાથમાં,
　　કુદાવતી આવે.
હોંશે કરીને હાથમાં,
　　ઝુલાવતી આવે. ચકલી. ૫



## :: કાંગનું ખેતર. ::

( ૧ )

કાંગ લેવા ગયાતીરે, ગોરી કાંગલો. (ટેક.)
૧ ઊભાં ઊભાં કાંગલો.
૨ બેઠાં બેઠાં કાંગલો.
કાંગ લેવા ગયાંતાંરે, ગોરી કાંગલો.

---

(૧) ઉભાં ઉભાં કાંગ વીણતાં હોય તેમ કરવું.
(૨) બેઠાં બેઠાં કાંગ વીણતાં હોય તેમ કરવું.

( ૨ )

ટોપલો ભરી કાંગલો.
ખોબલો ભરી, કાંગલો.
કાંગ લેવા ગઇતીરે, ગોરી કાંગલો,

( ૩ )

સુપડું ભરી કાંગ લો.
કપડું ભરી કાંગ લો.
કાંગ લેવા ગઇતીરે, ગોરી કાંગલો.

---

## " ઝમરે ઝાંઝરીઆલાલ. "

" ઝમરે ઝાંઝરીઆલાલ. "
ઉંચે ટીંબે કાંગવાળી,
ઝમરે ઝાંઝરીઆલાલ.
કાંગ હુંતો હોંશે લાવી,
ઝમરે ઝાંઝરીઆલાલ.
કાંગના મેં પુળા વાળ્યા,
ઝમરે ઝાંઝરીઆલાલ.
પુળામેં નેવામાં ખોસ્યા,
ઝમરે ઝાંઝરીઆલાલ.
સાંજ પડી ત્યાં પુળો સળગ્યો,
ઝમરે ઝાંઝરીઆલાલ.
ભેંસ વીંયાણી પાડો ભડક્યો,
ઝમરે ઝાંઝરીઆલાલ.

# નવરાત્રીમાં ગાવાના.

## ( ગીત )

પાટણનાં પહોળાં પાટીઆં,
ગાગર ઘુમે છે.
મોંઘી વહુ પાણી સાંચર્યાં,
ગાગર ઘુમે છે.
તમે હળવે ધોજ્યો ધોતીઆં,
ગાગર ઘુમે છે.
છંટાશે વહુની ચુંદડી,
ગાગર ઘુમે છે.
વહુના પગમાં વાગે કાંકરી,
ગાગર ઘુમે છે.

## ( ૨ )

હું તમને પુછું વ્હાલા ભાઈ કે,
વહુ કયાર આવશેરે.
આવશે આજ કે કાલકે,
વાજાં વાગશેરે.
લાવશે તેલ ફુલેલ કે,
માથાં ગુંથશેરે,
ચાવશે નાગરવેલકે,
કેવડો લાવશેરે,



( ૩ )

કયા ભાઇના કેશવે' કચુડીઆ,
કયા ભાઇની વાડીએ હહેરે જાય;
*　　આંબો ફાલ્યો બેની અતી ઘણોરે. ૧
મ્હોટા ભાઇના કેશવે' કચુડીઆ,
+ન્હાના ભાઇની વાડીએ હહેરે જાય.
　　આંબો ફાલ્યો બેની અતી ઘણોરે. ૨
કયા ભાઇની તરવારે ત્રણ ફુમકાંરે,
કયા ભાઇને ઘોડલે ઘુઘરમાળ.
　　આંબો ફાલ્યો બેની અતી ઘણોરે. ૩
મ્હોટા ભાઇની તરવારે ત્રણ ફુમકાંરે,
ન્હાના ભાઇને ઘોડલે ઘુઘરમાળ.
　　આંબો ફાલ્યો બ્હેની અતી ઘણોરે. ૪

## "ટીકર જાઓતો મને કહેતાં જજો."

( ગીત )

ટીકર જાઓતો મને કહેતાં જાજો,
પાલી મગ તે મારા લેતા જાજો.

---

* એ ઠેકાણે "આંબો મોર્યો પહોળી પાશનોરે" એમ બોલે છે. પણ તેના છેલ્લા શબ્દનો અર્થ સમજાતો નથી, તેથી ઉપર મુજબ ફેરવીને લખ્યું છે.
+ જેને ઘેર ગયો હોઇને જાય એના છોકરાનું નામ લેવું.

ડાબલી લાવયા,
ડુબલી લાવ્યા,
પાન સોપારી;
પાનનાં બીડાં.
વધેતો મગ મારા પાછા લાવજો. ટીકર. ૧



## "એક પદી ઉખાણા."

( ૧ )

પ્રશ્ન— એક કોટડાંમાં બત્રીશ બાવા
ઉત્તર— દાંત.
પ્રશ્ન— બત્રીશ બાવા ખાંડે ને લુલીબાઇ કાંઠોરે.
ઉત્તર— દાંત અને જીભ.
પ્રશ્ન— એક દહેરા ઉપર સાત દરવાજા
ઉત્તર— ડાકુ.
પ્રશ્ન— સમજે નહિ પણ ઘર સાચવે.
ઉત્તર— તાળું.
પ્રશ્ન-- પ્રાણ નહિ પણ પળ પળ ગણે
ઉત્તર— ઘડીઆળ.
પ્રશ્ન— છાપરે છાપરે પીછોડી પથરાય.
ઉત્તર— તડકો.
પ્રશ્ન— એક મરઘીના પેટમાં સો ઇડાં.
ઉત્તર— ફણસ.

પ્રશ્ન— આટલુંક છોકરૂં રાજાને રોવરાવે.
ઉત્તર— વીંછી.
પ્રશ્ન— છાપરે છાપરે મગ વેરાય.
ઉત્તર— વરસાદ.
પ્રશ્ન— આટલી રાંડ રાજાની પાઘડી ઉતરાવે.
ઉત્તર— જુ
પ્રશ્ન— જરા જેટલી ચીજથી આખું ગામ જમે.
ઉત્તર— અગ્નિ—દેવતા.
પ્રશ્ન— બે હાથ ભોંયમાં બારસેં ગામ.
ઉત્તર— નકશો.
પ્રશ્ન— આમ આખું ન્હાશી ગયું ને ભાભોજી રહી ગયા
ઉત્તર— ચુલા.
પ્રશ્ન— ઘેર ઘેર ડોસા ડાટ્યા.
ઉત્તર— ઉંબરા.
પ્રશ્ન— ઘેર ઘેર ચોરના માથાં.
ઉત્તર— ટોડલા.
પ્રશ્ન— ઘેર ઘેર ચીંથરીઆ બાવી !
ઉત્તર— સાવરણી.
પ્રશ્ન— ગણ્યાં ગણાય નહિ, ડાબલીમાં માય નહિ.
ઉત્તર— તારા.
પ્રશ્ન— કાળા કુવામાં કાંશીઓ પાણી.
ઉત્તર— હોકો.
પ્રશ્ન— ધોળા કુવામાં ધોળું પાણી.
ઉત્તર— નાળીએર.

પ્રશ્ન— અંધારી કોટડીમાં ઊંટ ગાંગરે.
ઉત્તર— ઘંટી.
પ્રશ્ન— સોનાની પેટીને લવીંગનો હાંડો,
ઉત્તર— કેરી.
પ્રશ્ન— રણુવગડામાં હોબા હીંચકે.
ઉત્તર— કેરી.
પ્રશ્ન— રણુ વગડામા રાતા ખીલા.
ઉત્તર— શાકરકંદ.
પ્રશ્ન— રણુવગડામાં લોહીના ટીપાં.
ઉત્તર— ચણોઠી.
પ્રશ્ન— રણુ વગડામાં ડોશી દાંત કાઢે.
ઉત્તર— કાલાં.
પ્રશ્ન— રણુવગડામાં ભીલીઓ ભાંભરે.
ઉત્તર— ચીચુડો.
પ્રશ્ન— હીંચણુ જેટલી ગાયને નીરે એટલું ખાય
ઉત્તર— ઘંટી.
પ્રશ્ન— ઘરમાંઘર, તેમાંઘર, તેમાં રમે કેશરીઓ વર.
ઉત્તર— અગ્નિ.
પ્રશ્ન— રણુવગડામાં ડોસો કેડ બાંધીને સૂતો.
ઉત્તર— પુળો (ઘાસનો)
પ્રશ્ન— ધોળા કુવામાં પાંચશેરી તરે.
ઉત્તર— છાસ ને માખણ.
પ્રશ્ન— બાપ બેસવા શિખ્યોને દીકરો ચાલવા શિખ્યો.
ઉત્તર— ગોળો ને કળશીઓ (લોટો)
પ્રશ્ન— રણુવગડામાં સુંદડી પાથરી.
ઉત્તર— બોર.

# ધોરણ ૪ થું.

## "ગુજરાતની વખણાતી ચીજો."

( ગીત )

કપુરીઆ પ્હાણા હીંગળો રાજ,
દાડમ લુંબેજુંબે છે. ( ટેક. )
તમે એકવાર ઘોઘે જાજોરાજ,
દાડમ લુંબેજુંબે છે.
ઘોઘાના ઘોડતા લાવજો રાજ,
દાડમ લુંબેજુંબે છે. ૧
તમે એકવાર ચીતળ જાજો રાજ,
દાડમ લુંબેજુંબે છે.
ચીતળની ચુંદડી લાવજો રાજ,
દાડમ લુંબેજુંબે છે.
લાવો તો બે જોડ લાવજો રાજ,
દાડમ લુંબેજુંબે છે. ૨
તમે એકવાર પાટણ જાજો રાજ,
દાડમ લુંબેજુંબે છે.
પાટણનાં પટોળાં લાવજો રાજ,
દાડમ લુંબેજુંબે છે. ૩
લાવો તો બે જોડ લાવજો રાજ,

દાડમ લુંબેઝુંબે છે.
તમે એકવાર સુરત જાજો રાજ,
દાડમ લુંબેઝુંબે છે. ૪
સુરતના ચાંલ્લા લાવજો રાજ,
દાડમ લુંબેઝુંબે છે.
લાવો તો ઝાઝા લાવજો રાજ,
દાડમ લુંબેઝુંબે છે.

## "લંકાનું ચિત્ર."

### ( ગીત )

અવળી ગંગાનાં અવળાં નીર,
ગાજે છે મેહુલો ગંભીર.
વહુને ઘેર સાસુ બેસવા ગયાં,
સાસુ દેખી વહુ રાજી થયાં. ૨
વહુ બેઠાં સિંહાસન ચઢી,
સાસુ બેઠાં [1]ચમરી ચઢી. ૩
સાસુ { વહુરે વહુ મારી સમર્થ વહુ,
લંકા લખી દેખાડો કહું. ૪
વહુ { નજરે ન દીઠું કાને ન સાંભળ્યું,
કેમ લખાય લંકાનું સરૂં. ૫

(૧) સાંગા માચી એક જાતની લાકડાંની બેઠક.



એટલું સુંણતાં રીસજ ચઢી,
દડબડ સાસુ પાછી ફરી. ૬

વહુ { વળો વળો મારી બાઈજી બાઇ,
લંકા લખી દેખાડું કાંઇ. ૭

લાવો ખડીઓને લેખણ,
કરૂં લંકાનું [૨]આળેખણ. ૮
લંકા ફરતો કોટજ લખ્યો,
સાગર ભરતી ઓટજ લખ્યો. ૯
રાવણ સરખો દૈતજ લખ્યો,
કુંભકરણ ઇંદ્રજીતજ લખ્યો. ૧૦
કોડ રાવણની કચેરી લખી,
ચોક, ચૌટાંને શેરી લખી. ૧૧
વાવ્ય કુવાને સરિતા લખી,
ઝાડ ઝાંખરાં વાડી લખી. ૧૨
હળ ખેડતો ખેડુત લખ્યો,
દેવ અને વળી દૈતજ લખ્યો. ૧૩
ભાત દેખી ભાતવાળી લખી,
પાણી ભરતી પાણીઆરી લખી. ૧૪
ઝાંણા વીંણતી છોડી લખી,
જમતાં દૂજની જોડી લખી. ૧૫

---

(૨) લખી ખાળેખી—ચીત્રી.

રહેંટીઓ કાંતતી ઊભી લખી,
પુણ્યસ્થાન પંચ કોશી લખી. ૧૬
રામ લક્ષ્મણ બે બંધવ લખ્યા,
ચાંદો સુરજ નક્ષત્ર નવ લખ્યા. ૧૭
લંકાનું આળેખણ જોઇ,
મનમાં સાસુ વહુપર મોહી. ૧૮
ઠિક સાસુજી રાજી થયાં,
ગીત ગાતાં વહુ ઘરમાં ગયાં. ૧૯

# વનસ્પતિ વિવાહ.

## ૧ " કણઝરો. "

*( ગીત )

ઉત્તર દક્ષિણના મેહુલા રે વરસ્યા,
કણઝરે મૂળ નાખ્યાં રાજ,
કણઝરો. ૧
દેરાણી જેઠાણી બે વીણવા ચાલ્યાં,
તાણી પોટલા બાંધ્યા રાજ,
કણઝરો. ૨
વીણી કરીને ચુલે ચઢાવે,
કણઝર રહીને બોલ્યા રાજ,
કણઝરો. ૩

---

(૧) એક જાતની ભાજી.
* આ ગીત ઢુંકે રાગે ગવાય છે.



કણુઝર કાકો એણીપેર બોલ્યા,
મા મુજને પરણાવો રાજ,
કણુઝરો. ૪

આપણ તે વગડાના છોડ,
દીકરા તે કોણ દેશે રાજ,
કણુઝરો. ૫

[2]લુંણી લોરખડી કન્યા ભારે,
[3]સાટોડી સાસુ થાશે રાજ,
કણુઝરો. ૬

[4]વોકરવો વહેવાઇ થાશે,
[5]સરીઆળ સાળી થાશે રાજ,
કણુઝરો. ૭

[6]ધરો અતીશય ધરપત કરશે,
[7]ખેતરડો ખાંતા કરશે રાજ,
કણુઝરો. ૮

જાન જોડીશું જોયા જેવી,
આનંદ મંગળ થાશે આજ,
કણુઝરો. ૯

( ૨ )

( આઠ ચોકા )

સૌ જાન જુઓ નિહાળી આજ,

---

(૨) એક જાતની બાજી. (૩) એક જાતની ગોળ પાનવાળી બાજી. (૪–૫) એ નામો ખડની જાતના છે. (૬-૭) એક જાતનું ઘાસ. (૮) ખાંતે.

કણુઝર કાકો પરણે છે.
એ નવી તરેહની ભાળી રાજ,
કણુઝર કાકો પરણે છે.

( ૨ )

હોમડીઓ ઢોલ બગાડે રાજ,
કણુઝર કાકો પરણે છે.
રીંગણું તો રંગ વગાડે રાજ,
કણુઝર કાકો પરણે છે.

( ૩ )

ગાજરની શરણાઈ વાગે રાજ,
કણુઝર કાકો પરણે છે.
ભીંડા ભાઇ આગે ભાંગો રાજ,
કણુઝર કાકો પરણે છે.

( ૪ )

ડુંગળી બાઈ ઉળા તાણે રાજ,
કણુઝર કાકો પરણે છે.
મરચું બહુ મોજો માણે રાજ,
કણુઝર કાકો પરણે છે.

( ૫ )

મુળોતો મૂછો મરડે, રાજ,
કણુઝર કાકો પરણે છે.
મોઘરી છે વેષ ધરડે રાજ,
કણુઝર કાકો પરણે છે.

( ૬ )

તાંજળીઆ ભેગા તાજો રાજ,
કણઝર કાકો પરણે છે.
મેથીને ન મળે માજો રાજ,
કણઝર કાકો પરણે છે.

( ૭ )

દડબડતા કોળાં દીઠાં રાજ,
કણઝર કાકો પરણે છે.
છે સાથે ચીભડાં મીઠાં રાજ,
કણઝર કાકો પરણે છે.

( ૮ )

વાલોળ વહુ વેલમાં બેઠાં રાજ,
કણઝર કાકો પરણે છે.
હળદર વહુ [1]હાલે હેઠાં રાજ,
કણઝર કાકો પરણે છે.

( ૯ )

ગયાં [2]રાંધણપુરની પાસે રાજ,
કણઝર કાકો પરણે છે.
[3]લુંણી વહુ વર્યાં હુલાશે રાજ,
કણઝર કાકો પરણે છે.

---

(૧) ચાલે.

(૨) રાંધણીઆની, રસોડાની, રાંધણીયું તેને પુર શબ્દ લગાડીને ગામ 'કલ્પ્યુ' છે.

(૩) એક જાતની ભાજી.

# :: હાલરડાં. ::

## ( ૧ )

કાનુડો કે, નહિ ચારૂ માતા ગાય,
એક વાણુને બીજી ન્હાશીરે જાય. ૧
વાઘને સિંહ વનમાં વીંછી વાંદર ઘણા,
ભયરે લાગે છે, મા મને ભોરિંગ તણા. ૨
હુંરે નાનડીઓને નવલક્ષ ગાય,
બળભદ્ર ભાઇ સંગાતે મોકલોને માય. ૩
તેરે દેખીને મારી ત્રાઠી છેરે ગાય;
બધી ગાયોનું કેમ ગોવાળુ થાય ? ૧

## ( ૨ )

આવી'તીરે માલણ ફુલડાં લઈ,
કાનાની પછેડી લેતી ગઇ; ૧
ઓશિકે મૂકીને કાન પાંગતે જુએ,
પછેડી વિના કહાન ધ્રુસકે રૂએ. ૨
આવી રૂડી અજવાળીરે રાત,
લાવો પછેડી ઓળખું ભાત. ૩
કાનાની પછેડીએ નવલખ ભાત;
કહાનજી ઓઢતા દીનને રાત. ૪
માલણે આવીને દીધી ફુલનીરે માળ,
પછેડી લઇને તુઠયા દીન દયાળ. ૫



( ૩ )

કા'નવા કા'નવા કે' શું કીધુંરે,
ગોરસ પીધું ગોરી ગાયનું. ૧
ગોરી તે ગાયનું દુધ શીરાવતા,
વનમાં વગાડતા વ્હાલો વાંસળી. ૨
આવો તો નાથ પ્હેરાવું જામારે,
તમ સરખા સગાં મારે કોઇ નહિ. ૩
આવો તો નાથજી પ્હેરાવું ઝૂલીરે,
દર્શન ભૂલી દીનાનાથના. ૪

( ૪ )

નાથ ન જાશો વાછરૂ છોડીરે,
વનમાં ટોળી આવે કંશની. ૧
કંશનો કારણ વેદનો વાળણ,
પૃથ્વી પાલણ માટે અવતર્યા. ૨
અવતરીને પાષાણ તે તાર્યારે,
રાક્ષસ માર્યા રામે લંકાના. ૩
અવતરીને મારી પૂતના શોષીરે,
દૈત્યને દૂષિત કૃષ્ણે મારીઆ, ૪

( ૫ )

એક સમે દુધ ઢોળ્યું,
ઘણું આડે ચડયો. ૧
ત્યારે તો મેં દામણે બાંધ્યો
ઘણો વાંસો પડયો. ૨

કુંતી ગાયોમાં આઢો,
કહ્યું મેં ત્રાડીને ૩
હવે નહિ વન મેલું,
પોઢયા જગાડીને ૪

( ૬ )

માતા જશોદાને સમણું રે લાગ્યું,
પૂત્રનું પારણીયું રે બાંધ્યું. ૧
ઉભી જશોદામાતા ધુમણીરે ઘાલે,
વેરી—દુરિજનના મનમાં સાલે. ૨
હરખે જશોદા માતા હાલરૂ ગાય,
હરખ ન માયે કહાનાની માયનો. ૩

( ૭ )

તેવ તેવડાંની ટોળી મળી,
દડુલાની રમત કરી. ૧
દડુલો દોટાવ્યો વીર,
જઇ પડયો છે જમુના તીર. ૨
દડુલો લેવાને જમુના ગયા,
કાંઠે ગોવાળીઆ ઉભા રહ્યા. ૩
જઈ ગોવાળીઆએ વાતજ કરી,
માતાજીની હિમત હરી. ૪
આગળ માતને પાછળ તાત;
વળી સઘળો ગોપીનો સાથ. ૫
પાયણ પાન આડું ધરી,
જળમાં ઉભા જુએ હરિ. ૬

વિનય સુંણીને નિકળ્યા બહાર,
ત્યારે વરત્યો જેજેકાર. ૭

( ૮ )

ભાઇ મારો છે વેપારી,
બાજરો લાવશે બે પાલી. ૧
બે પાલીએ થાય નહિ,
ભાઇ જમવા જાય નહિ. ૨
બે પાલીનો ઉધારો,
ભાઇ મ્હારાને સુધારો. ૩
ભાઇ મ્હારો વણઝારો,
સાદ કરીને શણગારો. ૪
સાદ કર્યો છે શેરીમાં,
ભાઇ રમે છે દહેરીમાં. ૫



## " દહાણી મોરીઆનો સંવાદ. "

*( ગીત )

મોરીઆ—

મ્હોળાં મ્હોંની પાટુડી,
તું કેમ બેઠી ઘર બારી.
હેત કરી તુંજને હું પુચ્છું,
પરણી કે કુંવારી ?

* આ ગીત "ચોપાયાં" છંદમાં પણ બોલાશે.

દાહણી—

ઘડે ઘડે ઘડુલીઓ,
પણ ઘડી ન જાણ્યો રાણે,[1]
જો બંદાજી પાસ હોતતો, તને મરાવત મ્હાણે.
તને મરાવત મ્હાણે. ૧

મોરીઓ—

બહુ દાહોણકી બોલવા શિખી,
બોલ [2]બીસમલ્લા પ્યારી,
ચુલા ઉપર તને ચઢાવું,
હેઠળ નાખું [3]વારી.
હેઠળ નાખું [3]વારી.

દાહણી—

વારીતો મને સદાય વાલી,
હેઠેનારી ફુંકે,
મુઆ માણશની ટાઢી ઠારે,

---

(૧) કુંભારે.

(૨) મુસલમાનોમાં બીસ્મીલ્લા બોલીને ઐક્યતા કરે છે, તેમ એકતા—એકપણું કરવાને મોરીઓ, દહોણીને સમજાવે છે, પણ દહોણી આડું બોલી, તેથી તે પણ આડું બોલ્યો.

(૩) ખડ-તાપણા માટે નાખે છે તે.

ત્યાં બેસાડી મૂકે.
ત્યાં બેસાડી મૂકે. ૪

મોરીઓ—

પાણી ભરતાં પ્યારો લાગું,
ઘડી ન ચાલું પાળો.
ગંદા પાણી ભરતી,
બાળ મનખો તારો.
બાળ મનખો તારો. ૫

કર્તા—

એ બેને જે વાદ થયો તે,
સાંભળીઓ કુથરોટે.
છાનાં માનાં ઉભાં થઇને,
બેને માર્યાં થોટે.[1]
પાછળથી તે ધીરાં પડીઆં,
જઇ બેઠાં એક દહેરે.
દાહુણીબાઇ નમન કરીને,
વર્યાં મોરીઆ[2] વેરે.



---

(૧) ધપકારે (૨) સાથે.

## :: પ્રભાત. ::

## " વાણેલાં ભલાં વાયાંરે "*

( ગીત )

( ૧ )

વાલણાં ભલાં વાયાંરે ( ટેક )
સૂરજ ઊગ્યોરે,
સરોવરીઆની પાળેકે,
વેણલાં ભલાં વાયાંરે.
ભમરા ઉડેરે,
કેવડીઆની ડાળેકે,
વેણલાં ભલાં વાયાંરે.

( ૨ )

મેનાં કોયલરે,
બોલે મનહર માળેકે,
વે લાં ભ ાં વ ા રે
નાચે કૂદેરે,
હરણાં ઊંચી ફાળેકે,
વેણલાં ભલાં વાયાંરે.

---

* આ ગીત લગ્ન પ્રસંગે બડી પ્રભાતમાં સ્ત્રીઓ ગાય છે.



( ૩ )

સૂતા ઊઠોરે,
લક્ષ્મિ બાઈના કંથકે,
વેણુલાં ભલાં વાયાંરે,
શુભ શબ્દોરે,
બોલે છે સાધુ સંતકે,
વેણુલાં ભલાં વાયાંરે.

( ૪ )

લેજો લેજોરે,
શ્રી રામનું નામકે,
વેણુલાં ભલાં વાયાંરે,
દેજો દેજોરે,
દીન જનને દામકે,
વેણુલાં ભલાં વાયાંરે.

( ૫ )

કરજો કરજોરે,
કાંઈ મંગળ કામકે,
વેણુલાં ભલાં વાયાંરે.
ગાજો ગાજોરે,
હરિના ગુણ ગાનકે,
વેણુલાં ભલાં વાયાંરે,

( ૬ )

લેજો લેજોરે,
દાતણને ઝારીકે,
વેણલાં ભલાં વાયાંરે.
ન્હાજો ન્હાજોરે,
નરને સૌ નારીકે,
વેણલાં ભલાં વાયાંરે.

( ૭ )

મુખ લુંજોરે,
પામરીયુંને છેડેકે,
વેણલાં ભલાં વાયાંરે.
બેસજો બેસજોરે,
દરબારને ડેલેકે,
વેણલાં ભલાં વાયાંરે.

## +"તમે એકવાર વ્હાણે ચઢજો વીર."

( ગીત )

( ૧ )

તમે એકવાર વ્હાણે ચઢજો વીર,
જુકતે ગુજરાત જોવાને,
વ્હાણેથી વહેલાં વળજો વીર,
જુકતે ગુજરાત જોવાને.

---

+ આ ગીતમાં ગૂજરાત કાઠીયાવાડના મુખ્ય શહેરો તથા તેમાં સ્ત્રીપયોગી વખણાતી ચીજોના નામ આવ્ય છે.



( ૨ )

તમે એકવાર પાટણ જાજો વીર,
જુક્તે ગુજરાત જોવાને,
પાટણના પટોળાં લાવજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.

( ૩ )

તમે એકવાર સુરત જાજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.
સુરતના ચાંલ્લા લાવજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.

( ૪ )

તમે એકવાર સોરઠ જાજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.
ત્યાંથી અણુવટ વીંછિઆ÷ લાવજો વીર.
જુક્તે ગુંજરાત જોવાને.

( ૫ )

ચાંપાનેર એકવાર જાજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.
ચાંપાનેરથી ચીર લાવજો વીર,
જુક્તે ગુજરાત જોવાને.

---

÷ ચીજોનાં નામ આવે છે.

( ૬ )

અમદાવાદ એકવાર જાજો વીર,
જુકતે ગુજરાત જોવાને.
અમદાવાદથી અકોટી લાવજો વીર,
જુકતે ગુજરાત જોવાને.

( ૭ )

ઝાલાવાડ એકવાર જાજો વીર,
જુકતે ગુજરાત જોવાને.
ઝાલાવાડથી ઝુંમણાં લાવજો વીર,
જુકતે ગુજરાત જોવાને.

( ૮ )

કાઠિયાવાડમાં એકવાર જાજો વીર,
જુકતે ગુજરાત જોવાને.
કાઠિયાવાડમાંથી કાંબીઓ લાવજો વીર,
. જુકતે ગુજરાત જોવાને.

( ૯ )

ઝાંઝરકે એકવાર જાજો વીર,
જુકતે ગુજરાત જોવાને.
ઝાંઝરકે ઝરમર× લાવજો વીર,
જુકતે ગુજરાત જોવાને.

---

× એક જાતનું સોનાનુ આભૂષણ સ્ત્રીઓ પોતાના ગળામાં પહેરે છે.

( ૧૦ )

તમે એકવાર ચીતળ જાજો વીર,
જાુક્તે ગુજરાત જોવાને.
ચીતળથી ચુડલા લાવજો વીર,
જાુક્તે ગુજરાત જોવાને.

( ૧૧ )

આવો તો વેલા આવજો વીર,
જાુક્તે ગુજરાત જોવાને.
બ્હેની સારૂં કાંઈ લાવજો વીર,
જાુક્તે ગુજરાત જોવાને.

## " દાદાને આંગણુ આંબલો. "

*( ગીત )

દાદાને આંગણુ આંબલો,
આમલી ગેર ગંભીરજો,
એકજ પાન મેં ચુંટીયું,
વઢશો નહિ વીરજો. દાદાને. ૧
અમે તે ઉડણ ચરકલી,
ઉડી જઇશું પરદેશજો,

* આ ગીત લાડી વિદાય કરતી વેળાએ ગવાય છે.

આજ દાદાજીના દેશમાં;
કાલે જઇશું પરદેશજો. દાદાને. ૨
શેરી વળામણ મારી સહિયરો,
૧ સહિયર શાણાં બહુ થાજોજો,
ઝાંપા વળામણ મારી માતાજી,
[૨] દીકરી ડાહ્યાં બહુ થાજોજો. દાદાને. ૩
સીમાડો વળામણ મારા દાદાજી,
દીકરી વહેલેરાં વળજોજો. દાદાને. ૪



# " અમારા દાદાજીને હાથીને ઘોડા. "

( ૨ )

અમારા દાદાજીને હાથીને ઘોડા,
તે મારે સાસરે દેજો. ૧
સંપત હોયતો દેજો દાદાજી,
જીભડીએ જશ લેજો. ૨
અમારા દાદાજીને ગાયોને ભેંસો,
તે મારે સાસરે દેજો. ૩
સંપત હોયતો દેજો દાદાજી,
જીભડીએ જશ લેજો. ૪

---

(૧) આ કડી બીજી છોકરીએ ગાવી.

(૨) આ કડી બીજી છોકરીએ બોલવી આ કડી વળાવતી વખતે માતાજી ગાય છે.



# " ધનરા લાલ તંબોળીડો. "

*( ગીત )

જુનાગઢથી તંબોળીડો ઉતર્યો,
આવ્યો આવ્યો અમારે દેશ,
ધનરા લાલ તંબોળીડો. ૧

દાસી લેને ઘડાને ઉંઢોરણી,
મારી વાડીની વેલ સીંચાવ.
ધનરા લાલ તંબોળીડો. ૨

બીડા લાવરે તંબોળીડા બેવડા,
મઘમઘતા લાવને મુખવાસ,
ધનરા લાલ તંબોળીડો. ૩

મારા વીરાને ભાવે પાન બીડલાં,
પાન ચાવી વીર પામે હુલાશ,
ધનરા લાલ તંબોળીડો. ૪



* આ ગીત લગ્ન વખતે ચાક વધાવા જાયછે ત્યારે સ્રીયો ગાય છે.

# *"વધાવો."

(ગીત.)

(૧)

સહિયર પહેલોને વધાવો મારે આવીઓ,
એતો મોકલ્યો મારા દાદાને દરબાર,
વધાવો જીરે, મારે આવીઓ. ૧

(૨)

મારી માતાજીએ, ઉઠીને વધાવીઓ,
આજે સઘળાં જગમાં વર્ત્યો જેજેકાર;
વધાવો જીરે, મારે આવીઓ. ૧

(૩)

મારા ઘર પછવાડે ગાજે ને વળી ગડગડે,
વાગે વાગે વળી ઢોલ નગારાંને નિશાન
વધાવો જીરે, મારે આવીઓ. ૩

(૪)

મગ્ન થઇને મારે આંગણ નાચતા,
ગોરી મંડળ મળીને કરતી મંગળગાન
વધાવો જીરે, મારે આવીઓ.

(૫)

મારે આંગણ અમ્રત આંબો વાવીઓ,

---

* આ ગીત લગ્નના વધાવા વખતે સ્ત્રીઓ ગાય છે.
૧. મગ્ન-રાજી--પ્રસન્ન



મારે ટોડલે ટહુકે છે મોર.
વધાવો મારે આવીઓ.

( ૬ )

મારે આંગણે પારેવાં સહિયર ઘુઘવે,
મારે આંગણે આંબાને આવ્યો મોર.
વધાવો જીરે, મારે આવીઓ.

( ૭ )

સહિયર આજેરે, સોનાનો સૂરજ ઉગીઓ,
મારે આંગણે મોતીના વરસ્યા મેહ.
વધાવો જીરે, મારે આવીઓ.

( ૮ )

મારા વીરાને સોના ફુલે વધાવીઓ,
આજે ઉત્સવને આવે છે આનંદ ઓઘ.
વધાવો જીરે, મારે આવીઓ.



## "પંખિનો વિવાહ."

ૐ ( ગીત )

( ૧ )

નાખ્યો રૂપાળો માંડવો,
શુકા શણગારે સ્તંભ,
તેતરે તોરણ બાંધીઆં,

---

ૐ સાંભળ સૈયર વાતડી, ઉત્તમ આશો માસ.' એ રાગમાં ગવાય છે.



( ૬ )

પ્રશ્ન— બોલ્યા કે લખવા વિના,
ખબર પહોંચે સદ્ય,
લાખો ગાઉ છેટું છતાં,
ઉત્તર આપે અદ્ય.

જવાબ— તાર

( ૭ )

પ્રશ્ન— બળદ વિનાની ગાડી,'
જાય દોડી દહાડી
જીવ ન છતાં ચીશો પાડે,
એ ન્હોતી અગાડી.

જવાબ— આગગાડી

( ૮ )

પ્રશ્ન— પાંખ વિનાનું પાંખડું,
ઉંચે ઊડી જાય;
માણશ સ્વાર થયો છતાં,
જરા ન હરકત થાય.

જવાબ— બલુન—વૈમાન.

( ૯ )

પ્રશ્ન— વાચા વિના બોલે ખરી,
પગ વિના ચાલે ખરી;
કાંટા નહિ પણ બોરડી,
ઉત્તર એનો આલ-

જવાબ— : ઘડીયાળ.

પ્રશ્ન— કાકા કહેતાં છુટ રહે મા કહેતાં વળગે,
લીલે ફુલે રંગ ન લાગે, આપુતે નહિ અરકે.

જવાબ— હોઠ.

( ૧૧ )

પ્રશ્ન—નારી એકજ અદ્ધર હુતી, ખુલ્લા પેટ બાંધીસૂતી.
પેટ પીઅને મુખે ઓકે, પા[illegible] આગળઝોકે.

જવાબ— પર[illegible].

[ ૧૨ )

પ્રશ્ન—વાંકો ચુંકો બાવળીઓ, ઉપર બેઠો બ્હોરો;
કાળાં માણસ પીલી નાખે, તોય ન મૂકે ચોરો.

જવાબ— ઘાણી.

[ ૧૩ ]

પ્રશ્ન— લાકડાંનો કુકડો, લોઢાંની ચાંચ;
આખો દી ચલાવીએ,તો ઇંડા મુકે પાંચ.

જવ.બ— રેંટીઓ.

[ ૧૪ ]

પ્રશ્ન—કાકારે મેં કૌતક દીઠું, સૂકે લાકડ બેઠું;
ચાંચછે પણ ચરે નહિ, એ જનાવર મરે નહિ

જવાબ— દાતરડું.

[ ૧૫ ]

પ્રશ્ન—નહિ વાંસલો નહિ વીંધણું,કારીગર નહિ સુતાર;
ઉંધે માથે ગઢ ચણે, પંડિત કરો વિચાર

જવાબ— સુગરીનો માળો.

( ૧૬ )

પ્રશ્ન—નહિ પત્થરની ઇંટડી, નહિ ચુનો નહિ ગાર;
મેડી વાળું ઘર ચણુ, પંડિત કરો વિચાર.
જવાબ— સુગરીનો માળો.

( ૧૭ )

પ્રશ્ન—ચાર ભાઇ ઉભા ને ચાર ભાઈ બેઠા;
એકેકાના અંગમાં બબે પેઠા.
જવાબ— ખાટલો અથવા માંચી.

( ૧૮ )

પ્રશ્ન—મારા નાથની એવી કળા;
ઝાડ ઉપર પણ લાડુ ઘડયા;
લીલાના પીળા થઈ જાય, ધોળી છોલી સર્વે ખાય.
જવાબ— કેરી

( ૧૯ )

પ્રશ્ન—વડ જેવાં પાંદડાં, શેરડી જેવા સોટા;
મોગરા જેવાં ફુલ, અને આંબા જેવા ગોટા.
જવાબ— આકડો.

( ૨૦ )

પ્રશ્ન—કાળો ઘોડો કાબરો, નગરી જોતો જાય,
લાખો રૂપિઆ આપતાં, એનું મુલ ન થાય.
જવાબ— આંખો.

( ૨૧ )

પ્રશ્ન—ધમણ તથા એરણ ગળી, લોઢું ઘડતો લુહાર

વેંત જેટલો છોકરો, ભાલા સોત સ્વાર.

ઉત્તર— કાચ

( ૨૨ )

પ્રશ્ન—ધોળી ગાય, તેલે ન્હાય,
રાત પડે ત્યાં હનુમાન થાય.

ઉત્તર— દીવેટ.

( ૨૩ )

પ્રશ્ન—ધોળું ખેતર કાળાં બી
ઓરતો જાય ને બબડતો જાય.

જવાબ— કાગળ લખવો તે.

( ૨૪ )

પ્રશ્ન—ઉંચે કયારે માળો રોપ્યો, લાગી ઝૂડાઝૂડ,
પહેલી બેસે કાકડી, ને પછી બેસે ફુલ.

જવાબ— દીવો.

( ૨૫ )

પ્રશ્ન—અગ્નિ કુંડમાં નિપજે, ભમર કુંડમાં ન્હાય;
ઘર ઘર કૌતક એક છે, ફુલ વેલાને ખાય.

જવાબ— દીવો

( ૨૬ )

પ્રશ્ન—તીખું તીખું તનમનીયું, કુળાં જેવાં પાન;
આ અર્થ વરતે તેને, માનું બુદ્ધિમાન.

જવાબ— મૂળો

( ૨૭ )

પ્રશ્ન—પડી પડી પણ ભાંગી નહિ, કટકા થયા દો ચાર;
સહવાર પડતાં ન્હાશી ગઇ, પંડિત કરો વિચાર.

જવા— રાત.

( ૨૮ )

પ્રશ્ન—દીંડુ હતું ત્યારે બોલતું, બન્યું બોલે નહિ;
ત્રણ જુગતેઃ વહી ગયા, પણ મુરખ જાણે નહિ.

જવાબ— નાળીયેર.

( ૨૯ )

પ્રશ્ન—કાળુડીરે કાળુડી, કાળા વનમાં રહેતી;
બહાદુરોની પાસે રહીને, સોને જવાબ દેતી;

જવાબ— તરવાર.

( ૩૦ )

પ્રશ્ન—મથાળાંની ગરાસણી, ચપટે રાણે ઝાલી;
દંતાળાંને પાદર જઇને, નખ જુઓ મારી.

જવાબ— જુ

( ૩૧ )

પ્રશ્ન—છ પગાળો ચિતરો, ચોટે ચાલ્યો જાય;
ગુરૂ પૂછે ચેલાને, એ કયું જનાવર જાય ?

જવાબ— વીંછી.

( ૩૨ )

પ્રશ્ન—અંગલ બેલી મંગલ બેલી, જંગલના દરવાજા;
આવો સુંદર પરણીનાંરી, ઘર કરૂં બે તાજા.

( ૩૩ )

પ્રશ્ન—ગાય વીંયાણી ગોંદરે, વાછરડું વાડામાંય;
કંદાનારી ઝુલે પારણે, એનાં છોરૂ લશ્કરમાંય.
જવાબ— બંદુક.

( ૩૪ )

પ્રશ્ન—સો આંબા સો આંબલી, બેસે બીજાં ઝાડ;
ફુલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.
જવાબ— પિપર.

( ૩૫ )

પ્રશ્ન—સો આંબા સો આંબલી, બસે બીજાં ઝાડ;
ફુલ વિના ફળ નિપજે, પંડિત કરો વિચાર.
જવાબ— કેળાં.

( ૩૬ )

પ્રશ્ન—અહિં નહિ કયાંહી નહિ, રાજાને દરબાર નહિ;
ફળ ઉપર નહિ ફોતરૂં, એ ફળ સૌ કો ખાય.
જવાબ— કરા.

( ૩૭ )

પ્રશ્ન—પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, એ શી ચીજ કહીશ ?
જવાબ – ઘોડીયું.

( ૩૮ )

પ્રશ્ન—જે મધ્યે ગંગા વસે, જટા ધરે છે શિશ,
ત્રણ આંખો પણ તે નહિ, શંકર દેવ કહીશ. ?
જવાબ— નાળીએર.

( ૩૯ )

પ્રશ્ન—માથું નહિ નહિ હાડકું, છે મંજા વીણ હાથ;
પુરૂષો સાથે પરવરે, અંગે ભીડી બાથ.
જવાબ— અંગરખું.

( ૪૦ )

પ્રશ્ન—નરથી નારી નીપજે, ખાતાં ખાતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, તેનું એઠું સૌકોઇ ખાય.
જવાબ— ઘંટી.

( ૪૧ )

પ્રશ્ન—શિયાળે કાળો અને, પીળો ઉનાળામાંય;
ચોમાસે લીલો બને, એ જીવન મળે અહાંય.
જવાબ— દેડકો.

( ૪૨ )

પ્રશ્ન—કાકારે મેં કૌતક દીઠું, પુર પાણીમાં રમતું દીઠું;
પાણી છે પણ પીતું નથી, એ જનાવર મરતું નથી.
જવાબ— વ્હાણ.

[ ૪૩ ]

પ્રશ્ન - ચાર ભાઈ મીઠા સકર, બે ભાઇ સુકા લકડ;
એક ભાઇ મંખીઆં મારે, એનો બાપ છે આજ અમારે.
જવાબ— ભેંસ.

( ૪૪ )

પ્રશ્ન—મુઠી જેટલો માંટીડો, સૂપડા સરખી દાઢી;

શાણા તમે સમજીલેજો, એ કામ આવે છે દાડી.
જવાબ— સાવરણી.

( ૪૫ )

પ્રશ્ન—પાંચ વેંત પૂતળું, મુખે લોઢા દંત;
નારી સાથે નિત્ય લડે, તે કહો બુદ્ધિવંત.
જવાબ— સાંબેલું.

## મેઘ ! મેઘ ! રાજા !

*( ગીત )

આજ દિવાળી, કાલ દિવાળી,
સુન્દર જમીએ સેવ સુંવાળી.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !
દ્વારે દ્વારે, ભભકો ભારે,
રંગે રમીએ, સાંજ સવારે.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !
મેડી-મંદિર, શોભે સુંદિર,
દીપક માળા, અવાસ અંદર.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !
ગગન ગંભીર, ચળકે ચંદર,
વિભુતીવાળાં, મનહર મંદિર.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

---

* ચપેટ પંજરીના રંગ.

પાપડ પોળી, ઘીમાં ઝબોળી,
જુગતે જમીએ, ચુરમું ચોળી.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

સુખીઆં સર્વે, પવિત્ર પર્વે,
રંગે રમીએ, ગુણના ગર્વે.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

જમુંના જળમાં, શાંત સલિલમાં,
નેહે ન્હાઇએ, સુન્દર સ્થળમાં
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

મંદિર મ્હેલે, ઉઠી ડેલે,
ગરબા ગાઇએ, રસની રેલે,
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

પ્હેરી પિતાંબર, અને સુઅંબર,
ઓઢી અંગે, રમીએ રસભર.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

દિપે દિવાળી, વિભૂતિવાળી,
રૂડા રંગે, ઝાક ઝમોલી,
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

રૂડિ મધ્યરાતે, ખગમાં ખાંતે,
ચંદ્ર ચળકતો, પરમ પ્રકાશે,
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !

આસો માસે, મેહુલો ન્હાસે,



ભાનું ભળકતો, ભવાની ભાસે.
મેઘ મેઘ રાજા ! મેઘ મેઘ રાજા !



## સબરસ ! સબરસ !

*( ગીત )

અમાસની રાત્રી, પડવેનું વ્હાણું,
સપરમે દહાડે, સબરસ ! સબરસ !
રમણિક રાત્રી, વિજયી વહાણું,
દિપે.ત્સવી દા'ડે સબરસ ! સબરસ !
વિર ભૂમિમાંહિ, વિજયી શ્રી વિક્રમ,
ભારતનું ભૂષણ, સબરસ ! સબરસ !
મહા ભૂપમાંહિ, વિજયી શ્રી વિક્રમ,
આર્ય આભૂષણ, સબરસ ! સબરસ !
સોનેરી સાહી, કંચનની કલમે,
લેખો લખાણાં, સબરસ ! સબરસ !
કવિતા કથાઈ, કવિઓની કલમે,
ગીતો ગવાણાં, સબરસ ! સબરસ !
વિજયી શ્રી વિક્રમ, જયની જયંતી,
સુખકારી સંવત, સબરસ ! સબરસ !
પૂર્ણ પરાક્રમ, પર દુઃખભંજન,
જગમાંહિ જશ વંત, સબરસ ! સબરસ !

આનંદ ! આનંદ ! આર્ય ભૂમિમાં,
સુખકારી સંવત્ સબરસ ! સબરસ !
સુખ કંદ ! સુખ કંદ ! વિક્રમનું વર્ષ,
ગુણ ગાવે ગુણવંત, સબરસ ! સબરસ !
સિંદુરી શોભે, ગગને ગલીચો,
બુલ બુલ બોલે, સબરસ ! સબરસ !
લીલાથી લોભે, બહુધા બગીચો
કોયલ કલ્લોલે, સબરસ ! સબરસ !
મેના મયુરો, નટ્ટ પેર નાચે,
ઊલરની ડાળે, સબરસ ! સબરસ !
સાત્વિક, શુરો, રદિ સાધુ રાચે,
મંદિર માળે, સબરસ ! સબરસ !
વાજીંત્ર વાજે, મંદિર મ્હેલે,
ગીતો ગવાતાં, સબરસ ! સબરસ !
આનંદ આજે, રંસ ખુબ રેલે,
પય પ્રેમ પાતાં, સબરસ ! સબરસ !
મંદિર ! મંદિર ! વાજીંત્ર વાજે !
વિપ્રો વદે છે ! સબરસ સબરસ !
શોભે છે સુંદીર, અવાસ અંદર,
જન દાન દે છે, સબરસ ! સબરસ !
જન સૌ જમે છે, પકવાન પ્રિત્તે,
ખીર ખાંડ ખાજાં, સબરસ ! સબરસ !
રસિયા રમે છે, જમીને જલેબી,

વાજે છે વાજાં, સબરસ ! સબરસ !
શુભ આ શકુનો, શુભ આજ સંવત,
વિક્રમનું વર્ષ, સબરસ ! સબરસ !
શુભ આ શકુનો, શુભ થાય શબ્દો,
હિન્દમાંહિ હર્ષ, સબરસ ! સબરસ !
ભુદેવ ભણતા, શુભ આજ સ્તોત્રો,
વાંચે છે વેદ, સબરસ ! સબરસ !
ગુણવંત ગણતાં, ભારત ભૂમિની,
ભક્તિના ભેદો, સબરસ ! સબરસ !
જયરંગ ! જયરંગ ! ભારત ભૂમિના,
ભકતો ભણે છે, સબરસ ! સબરસ !
ઊરમાંહિ ઊછરંગ ! ભવાની ભૂપર,
સપરમે દહાડે, સબરસ ! સબરસ !



# અભિપ્રાય.

---

## ( ૧ )

"**આજ્ઞા પત્રિકા**" પાન ૨૧૦૬ ના તા. ૨૦-૬-૧૮૯૫ માં પ્રસિદ્ધ થએલી જાહેરખબરની કલમ ૨ ને અનુસરીને આ હસ્ત લીખીત ગ્રંથમાં સંગ્રહ કરવાનો પ્રયત્ન થયેલો જણાય છે, પરંતુ એકંદર કવિતા વગેરે જોતાં તેના ૧૦૦ પૃષ્ટ થવાનો સંભવ નથી.

"સબબ હાલનો સંગ્રહ રજુ કરનારનેજ પૂર્ણ કરવાનું કામ સોંપી સંગ્રહ જેમ બને તેમ ઉત્તમ થાય, એવું કરવા તેમને સૂચના આપી ઈનામની રકમ તેમને આપવા અભિપ્રાય છે."

---

## ( ૨ )

( ) સરત ૧ લી પ્રમાણે ડેમી બાર પેજી ૧૦૦ પૃષ્ટ જેટલો વિષય હોવો જોઇએ તે નથી. ઘંણામાં ઘણા તેથી અર્ધ છે.

(૨) ત્રીજી સરત પ્રમાણે એ પુસ્તક છ માસમાં તૈયાર થવું જાઇએ તેને બદલે દોઢ વર્ષ થયું છે, પરંતુ "**આવાં ગીતો ભેગાં કરવાની અડચણ તથા આવાં કાર્યો માથે લેનાર પુરૂષોની ખોટ** આ વિગેરે કારણોનો વિચાર કરતાં આ સરતનો વાંધો નહિ લેવા અભિપ્રાય છે.

(૩) ત્રીજી સરત પ્રમાણે પ્રસ્તાવના આપી છે, પરંતુ તે અપૂર્ણ છે. જરા વધારે શાસ્ત્રીય વિવેચનની જરૂર છે, કારણ કે તેવાં, વિવેચન માટે આ સિવાય બીજો પ્રસંગ નથી.

હાલની પ્રસ્તાવનાની ભાષા તથા વિચાર જોતાં "જુનું તે સોનું" એ સંજ્ઞાથી ગુપ્ત રહેલા ગ્રંથકાર જ વધારે વિચાર જણાવવાને સમર્થ જણાય છે.

આવાં ગીતો હાલ ગુજરાત દેશમાં કેવે કેવે પ્રસંગે કોણે કોણે ગાવાની રૂઢી છે, તે રૂઢીની હાલની સ્થિતિનું સવિસ્તર વર્ણન, તેનું મૂળ, તેના ગુણ દોષ, તેને સુધારીને ચાલુ રાખવા વિષે સુચનાઓ આ ગીતોનો ઘરોમાં તથા શાળાઓમાં શો ઉપયોગ કરવો, એ વગેરે ગણતા તથા ઉપયોગી વિષયો ઉપર ટુંકા પણ બધા મુદ્દા આવી જાય એમ લખવું જોઇએ.

સાંકળીયું આપ્યું છે ખરૂં, પરંતુ ગીતોનું વર્ગીકરણ, તે વર્ગ પ્રમાણે વાંચન માળાના પાઠોના સાંકળીઆની પેઠે, વર્ગવાર અનુક્રમ આપવો અધિક યોગ્ય છે.

(૪) પાંચમી સરત પ્રમાણે એ પુસ્તક વધારે ઉપયોગી થાય, તે બદલ કેટલીક સુચનાઓ નીચે પ્રમાણે છે.

(૧) ઉપર કલમ ત્રણમાં જણાવ્યાં પ્રમાણે એ ગીતોનું વર્ગિકરણ કરી વર્ગ અથવા ભાગ પાડી તે ભાગ પ્રમાણે જથા પાડી ગીતો ગોઠવવાં જોઇએ પુસ્તક જોતાં.

(૧) ગીતો,

(૨) ઉખાણાં અને

(૩) હાલરડાં.

એવાં ત્રણ ભાગ મુખ્ય પડી શકે તેમ છે. અગાઉપી ગ્રંથકાર તેમાં ફેરફાર કરવાને

સ્વતંત્ર છે; પરંતુ કોઇપણ શાસ્ત્રીય ધોરણ સૂચવવું જોઇએ.

(૫) આ પુસ્તક શાળા ખાતામાં **ખાસ ઉપયોગમાં આવે એવું** છે તેથી કન્યાશાળા નં. ૧ (૨) બાળવર્ગ અને ૧ લા ધોરણથી ૨—૩—૪ ધોરણોમાં ગાવા લાયક ગીતો વિગેરે અનુક્રમમાં ગોઠવીને સંકેત અનુક્રમણિકામાં અને પ્રસ્તાવનામાં બતાવવો જોઇએ.

(૬) આવી રીતે વર્ગ પાડતાં છતાં દરેક પદને મથાળે એક સરખો ચાલુ અંક નાંખવો, જેથી અભ્યાસ ક્રમમાં બતાવવાં ઠિક પડે.

(૭) આ ગીત ઘણે ભાગે કરી કાઠિયાવાડ તથા ઉત્તર ગુજરાતપ્રાંતનાં અર્ધા ભાગ પ્રચલિત છે, અને બીજા અર્ધ ભાગનો સંગ્રહ કર્યો હોય તો થાય, યદ્યાપિ હાલરડાં, ઊખાણાં તો સામાન્ય પણ છે. થોડાં ગીતો વધે એમ છે જેથી તે ઉમેરી **ગૂજરાત સાહીત્યનો** આ ભાગ પૂર્ણ કરાય તો સારૂં.

(૮) ઉપરની સૂચનાઓનો અમલ થાય તો એ ગ્રંથના રેમી બાર પેજી ૧૦૦ પૃષ્ટ ન થાય તો પણ પુરૂં ઇનામ આપવા અભિપ્રાય છે, કેમકે આવાં કાર્યોમાં પડતા **પરિશ્રમના પ્રમાણમાં** રૂ. ૧૫૦) એકસો પચાસનું ઇનામ બહુ નથી. એ કાર્ય **કરવા આ ગ્રંથકાર સમર્થ જણાય છે.**

(૯) છેલ્લી નવમી સરત પ્રમાણે ગ્રંથકાર સર્વ હક પોતે રાખવા માગે તો ઉત્તેજન તરીકે આપવા અભિપ્રાય છે.

મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતામાં
ઇનામને માટે મંજુર કર્યું છે.

# :: કમળા કુમારી. ::

## ( હિંદુ ઘરસંસાર સ્થિતિનું ચિત્ર. )

## નવલ કથા.

લખનાર.

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

કિંમત રૂપૈયા એક,

### અભિપ્રાયો.

"કૈસરેહિન્દ"—ગ્રંથને પાને પાને જેટલી કલ્પના અને કળા આવે છે, તેટલી જુના જુસ્સાને નવાં વસ્ત્રથી ખુબ શોભાવી કાઢી છે અને જશ મેળવવા યોગ્ય નમુનો બનાવ્યો છે.

"રાસ્તગોફતાર"—"કમળાકુમારી" એ કિંમતી સાહિત્યમાં એક કિમતી ઉમેરો છે. તેમાં આવેલાં વર્ણન તે કવિ "ભવાનીશંકરના સંસાર ચિત્રો છે" એ શબ્દરૂપી વિચિત્ર ચિત્રો વાંચનારને મોહ પમાડે એવી બારીકીથી રચ્યાં છે.'

# સુદામાં ચરિત્ર.

## નાટક પંચ અંકી.

ગુજરાતી વર્ત્તમાનપત્રોએ, માસિક પત્રોએ અને જાહેર પુરૂષોએ તેના એક અવાજે વખાણ કીધાં છે.

લખનાર,

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

કિંમત રૂપીઓ એક.

મળવાનું ઠેકાણું.

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

લીંબડી—કાઠિયાવાડ.